# રૂહાની કહાનિયાં










નુરાની કુતુબખાના
છાપી : ૩૮૫૨૧૦ ડી. (બનાસકાંઠા).

# રૂહાની કહાનિયાં



: ગુજરાતી શુદ્ધિકરણ :

(મર.) નઝીર અહમદ ઇસ્માઇલ ઇખરવી






પ્રકાશક

નુરાની કુતુબખાના

બુક સેલર્સ એન્ડ પબ્લીશર્સ

છાપી-૩૮૫૨૧૦ બનાસકાંઠા [ગુજરાત]

મૌ. સુલેમાન મઝાહરી

બિસ્મિહી તઆલા

# * પ્રસ્તાવના *

**નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ...**

નજર સમક્ષની કિતાબમાં ઉપદેશાત્મક, બોધદાયક અને જ્ઞાનવર્ધક વિવિધ ઈસ્લામી કહાણીઓને સુંદર અને સરળ રીતે વણી લેવામાં આવી છે. આ હૃદયસ્પર્શી વાર્તાઓથી ઈમાનને તાઝગી અને રૂહને ફરહત નસીબ થશે, ઈન્શાઅલ્લાહ.

મવલાના નઝીર અહમદ ઈસ્માઈલ સા. ઈખરવી (મુદર્રિસ : દારુલ ઉલૂમ ભરૂચ, કંથારીઆ)એ કિતાબના શુદ્ધીકરણમાં, કિતાબને નવો ઓપ આપવામાં ઉઠાવેલા પરિશ્રમ બદલ દિલી શુક્રિયહ.

અલ્લાહ તઆલા "રૂહાની કહાનિયાં"ને રૂહવર્ધક અને રૂહપોષક બનાવે, આમીન !

એહસાન ભડકોદ્રવી

૧૫-૪-'૯૨


અનુક્રમણિકા





| ક્રમ | વિગત | પેજ નં. |
|---|---|---|

# રૂહાની કહાનિયાં

## બિસ્મિલ્લાહની બરકત

હઝરત ખાલિદ ઇબ્ને વલીદ (રદિ.)એ એક વખત ઇસાઇઓના અમુક કિલ્લાઓ પૈકી એક કિલ્લા પર ચઢાઈ કરી અને કિલ્લાની ચોમેર ઘેરો નાખ્યો. એક ઈસાઇ પાદરીએ આ હાલત જોઈ તો કિલ્લાથી બહાર નીકળી તે કહેવા લાગ્યો કે, 'પ્રથમ તમે બીજા કિલ્લાઓ સર કરી લેશો તો આ કિલ્લો અમે ખૂશીથી સોંપી દઈશું, આપને આ કિલ્લા પર ચઢાઈ કરવાની જરૂરત પણ રહેશે નહિ.' હઝરત ખાલિદ (રદિ.)એ જવાબ આપ્યો કે સૌ પ્રથમ અમે આ જ કિલ્લો કબ્જે કરીશું અને પછી જ આગળ વધીશું. પાદરીએ કહ્યું કે જો આપ આમ જ કરશો તો હું ઝેર ખાઇને આપઘાત કરી લઇશ. મારા મૃત્યુનો ગુનોહ તમારા શિરે રહેશે. પાદરીની આ વાત સાંભળી હઝરત ખાલિદ (રદિ.)એ હસીને જવાબ આપ્યો કે કોઇના લાવવાથી મૌત આવતું નથી; બલકે અલ્લાહના હુકમ વગર કોઇ પણ શક્તિ મારી શકતી નથી. આ વાત સાંભળી પાદરી બોલી ઉઠયો કે જો આવું જ છે તો તમે પોતે જ આ ઝેર ખાઈ લો ને ! હઝરત ખાલિદ (રદિ.)એ હુઝૂરે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે બતાવેલી નીચે

મુજબની દુઆ પઢી ઝેર ખાઇ લીધું. પાદરી જોતો જ રહી ગયો. તે એમ સમજતો હતો કે હઝરત ખાલિદ હવે થોડીવારના મહેમાન છે, હમણાં જ મરી જશે; પરંતુ થોડી જ વારમાં ઝેર પરસેવા સાથે બહાર નીકળી ગયું. હઝરત ખાલિદ (રદિ.)ને જીવંત જોઇ તે તો અચંબામાં જ પડી ગયો અને આ ખુદાદત્ત કરામત જોઇ તરત જ મુસલમાન બની ગયો અને તેની દેખાદેખ બીજા ઈસાઈઓ પણ મુસલમાન બની ગયા. (હઝરત ખાલિદ (રદિ.)ની મજકૂર ઝેર પીવાની ઘટના બીજી રીતે પણ સાબિત છે.) તે દુઆ આ મુજબ છે :

બિસ્મિલ્લાહિલ્લઝી લા યઝુર્રુ મ-અ ઈસ્મિહિ શયઉન્ ફિલઅર્દિ વ લા ફીસ્સમાઈ વ હુવસ્સમીઉલ્ અલીમ.

અર્થ : શરૂ અલ્લાહના નામથી, અલ્લાહ તઆલાના નામ સાથે જમીન અને આકાશમાં કોઇ પણ ચીજ નુકસાન પહોંચાડી શકતી નથી અને અલ્લાહ તઆલા (ઝબાનની વાત) ખૂબ સાંભળનાર અને (દિલની દરેક વાત) જાણનાર છે.

(શમ્એ શબીસ્તા, હિસ્ને હસીન)

અમલ : સવાર-સાંજ દરરોજ ત્રણ-ત્રણ વાર આ દુઆ પઢવામાં આવે તો અલ્લાહ તઆલા તેને અચાનક આવનાર મુસીબતોથી બચાવી લેશે અને કોઈ વસ્તુ તેને નુકસાન પહોંચાડી શકશે નહિ. (મુશ્કીલ કુશા, હિસ્ન...)

## યાસીન શરીફની ફઝીલત

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે કે યાસીન શરીફ કુર્આન મજીદનું દિલ છે. યાસીન શરીફની

તિલાવતથી દસ વાર કુર્આન મજીદ પઢવાનો સવાબ મળે છે.

અલ્લાહ તઆલાએ આકાશો અને જમીન પેદા કરવાના એક હઝાર વર્ષ અગાઉ 'સૂરએ યાસીન' અને 'સૂરએ તાહા' ફરિશ્તાઓ સામે પઢી સંભળાવી (યાસીન અને તાહા આ બંને હુઝૂરે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મુબારક નામો છે. અલ્લાહ તઆલાએ પોતાના પ્યારા નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું અને પવિત્ર કુર્આનનું વર્ણન ફરિશ્તાઓ સામે કર્યું તો) ફરિશ્તાઓ સાંભળીને કહેવા લાગ્યા કે જે ઉમ્મત પર આ સૂરતો ઉતરશે તેમજ જે એને દિલમાં યાદ કરી લેશે અને જે ઝબાનથી પઢશે તેઓ સર્વેના માટે મુબારકબાદી છે. (મિશ્કાત શરીફ, પે. ૧૮૭)

હુઝૂરે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે હઝરત અલી (રદિ.)ને ફરમાવ્યું કે હે અલી (રદિ) ! સૂરએ યાસીન શરીફને પઢતા રહો, એમાં દસ બરકતો છે :

(૧) ભૂખ્યો ભૂખ દૂર કરવા માટે પઢશે તો ભૂખ દૂર થશે

(૨) તરસ્યો તરસ દૂર કરવા માટે પઢશે તો તરસ દૂર થશે.

(૩) લિબાસ વિહોણો માણસ પોષાક પ્રાપ્ત કરવાના ઈરાદે પઢશે તો અલ્લાહ તઆલા તેને પોષાક આપશે.

(૪) મર્દ અથવા ઓરત શાદી થવાના ઈરાદાથી પઢશે તો તેઓની ઈચ્છા પૂરી થશે.

(૫) બીકણ માણસ બીક (ડર-ખોફ) દૂર કરવાના ઈરાદે પઢશે તો તેની બીક દૂર થશે.

(૬) બીમાર માણસ બીમારી દૂર કરવાના ઈરાદાથી પઢશે તો તેની બીમારી દૂર થશે.

(૭) કેદી કેદમાંથી છૂટવાના ઇરાદાથી પઢશે તો તેને છૂટકારો મળશે.

(૮) મુસાફિર સફરમાં પઢતો રહેશે તો તેનો સફર આસાન થશે.

(૯) ગમગીન માણસ પઢશે તો અલ્લાહ તઆલા તેનો ગમ દૂર કરશે.

(૧૦) જો કોઇ માણસ ખોવાયેલી વસ્તુ મળવાના ઈરાદાથી પઢશે તો તે ચીજ મળી જશે. (બાગે આરિફ-૪૪૪)

સૂરએ યાસીનના આટ આટલા મહાન ફાયદાઓ જોતાં દરરોજ સવારે અને સાંજે એક એક વાર પઢવી જ જોઇએ અને જો આ ન થઇ શકે તો દિવસમાં કમથી કમ એકવાર તો જરૂર પઢી જ લેવી. (અલ્લાહ તઆલા તૌફીક આપે, આમીન !)

## વુઝૂ અને ગુસલ

ઈસ્લામ ધર્મમાં આ બંને ચીજો ઘણી મહત્વની છે. હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનુ ફરમાન છે કે, જે માણસ સારી રીતે વુઝૂ કરે તેના શરીરમાંથી દરેક નાના ગુનાહો નીકળી જાય છે. બીજી એક હદીષમાં છે કે વુઝૂનું પાણી જયાં સુધી હાથ અને પગોમાં પહોંચશે ત્યાં સુધી જન્નતમાં ઘરેણા પહેરાવવામાં આવશે. એક સહાબી (રદિ.)ને

હુઝૂરે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે જોયા કે તેમણે વુઝૂ બરાબર કર્યું ન હતું, પગની એડીઓ થોડીક સૂકી રહી ગઇ હતી. જેથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે વુઝ બરાબર કરો. તમારા પગની એડીઓ સૂકી રહી ગઈ છે. (તેને બરાબર ધોતા રહો.) નહીં તો, આ એડીઓ તમને દોઝખમાં લઇ જશે.

ગુસલ વિષે અલ્લાહ તઆલા ફરમાવે છે કે, જયારે તમારા ઉપર ગુસલ જરૂરી–ફર્ઝ થઇ જાય તો ખૂબ સારી રીતે ગુસલ કરો. (સૂ. માઈદહ–૬)

ગુસલ વાજિબ થવાથી–જનાબતના કારણે દરેક વાળના નીચે નાપાકી પ્રસરી જતી હોય છે, આવું હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છે. હઝરત અલી (રદિ.)એ ફરમાવ્યું કે આ હદીષ સાંભળી તો મેં મારા માથાના વાળ રાખવાનું બંધ કરી દીધું કે, રખે ને ઉતાવળમાં કોઇ વખત વાળની જડોમાં પાણી ન પહોંચે.

ગુસલ વાજિબ થયા પછી જેમ બને તેમ જલ્દી ગુસલ કરી લેવું ઘણું સારું છે. કેમ કે, હુઝૂરે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છે કે, "જે ઘરમાં જુનૂબી, (નાપાક માણસ) કૂતરો અથવા સજીવ ચીજોના ફોટાઓ હોય તે ઘરમાં અલ્લાહ તઆલાની રહમતો ઉતરતી નથી." જુનૂબીનો અર્થ 'દૂર' થાય છે એટલે કે નમાઝથી દૂર, કુર્આન મજીદ પકડવાથી કે પઢવાથી દૂર અને મસ્જિદમાં જવાથી દૂર વિગેરે. ઉપરોક્ત હદીષ મુજબ જે માણસ જાણીબૂઝી ગુસલને ખૂબ લેટ યા મોડું કરે છે, તે અલ્લાહ

તઆલાની ખાસ રહમતોથી વંચિત થઈ જાય છે. જો ગુસલ કરવામાં જાણીબૂઝીને એટલી વાર લગાડી કે નમાઝ કઝા થઈ ગઈ તો હવે ગુનોહ પણ લાગુ પડશે. એટલે જલ્દી ગુસલ કરી લેવું જ બેહતર છે કે જેથી ગુનેહગાર ન થવાય.

અમુક લોકોની આદત આવી હોય છે કે તેઓ ફક્ત ગળાથી લઈ નીચે સુધી પાણી નાખે છે અને માથું કોરું રાખે છે. યાદ રાખો ! તેમનું ગુસલ થશે નહિં.

જો વખત હોય અને ગુસલ કરતાં પહેલાં ખાવું, પીવું કે સૂવું હોય તો તે જાઈઝ છે; પરંતુ મુસ્તહબ આ છે કે વુઝૂ કરી લે અને શરીર તમજ કપડાં પર લાગેલી નાપાકીને દૂર કરી લે. (અને તે પછી ખાય, પીએ કે સૂએ તો વધુ બેહતર છે.)

સ્ત્રીઓએ હૈઝની હાલતમાં કુર્આન મજીદ પઢવું કે પઢાવવું, નમાઝ પઢવી અને મસ્જિદમાં દાખલ થવું વગેરેની મનાઈ છે, પરંતુ દરેક નમાઝનો ટાઈમ થતાં વુઝૂ કરી લે અને (નમાઝ પઢવાની જગ્યાએ અથવા મુસલ્લા પર બેસીને થોડીક વાર) કુર્આન શરીફની તિલાવત સિવાય બીજો કોઈ વઝીફો જેમ કે દુરૂદ શરીફ, કલિમએ તૌયિબહ વગેરે પઢવામાં આવે તો તનો મહાન સવાબ છે. જેમકે "મજાલિસુલ અબ્રાર"માં છે, (બલકે આમ કરવાથી નમાઝ પઢવાની તેની આદત બાકી રહેશે અને સુસ્તીથી સુરક્ષિત રહેશે.)

(બેહિશ્તી ઝેવર, ફતાવા રહીમિય્યહ)

**સવાલ :** ગુસલ વાજિબ થયા પછી ગુસલ કરી લીધું, ત્યાર બાદ ફરી વીર્ય નીકળ્યું તો હવે શું કરવું ?

જવાબ (અ) : જો બીજી વખતે વીર્ય–મની નીકળવાની સાથે શહવત–લિઝ્ઝત પણ આવી હોય તો ફરીથી બીજી વખત ગુસલ કરવું પડશે.

(બ) જો બીજી વાર વીર્ય નીકળતાં પહેલાં (ચાહે ગુસલ કરી લીધું હોય યા ન કર્યું હોય) પેશાબ કરી લીધો અથવા ઊંઘ લઇ લીધી અથવા લગભગ ચાલીસ કદમ ચાલી ચૂકયો હોય–મતલબ કે આ ત્રણ કામમાંથી કોઈ એક કામ કરી લીધું ત્યાર પછી વીર્ય નીકળ્યું તો ગુસલ વાજિબ થશે નહિ. કારણ કે વીર્ય નીકળ્યાં પછી આ ત્રણેય કામ શહવતને ખતમ કરનાર છે. એટલે બન્ને વીર્યની વચમાં મજકૂર ત્રણ કામોમાંથી કોઈ કામનું હોવું એ શહવત ન હોવાની દલીલ છે અને મજકૂર સૂરતમાં બીજા વખતે ફરીથી વીર્ય નીકળવું એ કમજોરી યા બીમારીના કારણે છે એમ લેખાશે. પહેલા વીર્ય સાથે તેને કોઈ સંબંધ નથી.

(ક) ઓરતને આ રીતે બીજીવાર વીર્ય નીકળતા પહેલાં જો એમ લાગે કે આ શોહરનું વીર્ય છે તો બીજીવાર ગુસલ વાજિબ થશે નહિ અને જો પોતાનું જ લાગે તો ઉપરના મસ્અલા મુજબ અમલ કરવાનો રહેશે. જો ચોક્કસ રીતે માલૂમ ન પડે, બલકે શંકા રહે તો પોતાનું જ વીર્ય છે એમ સમજીને અમલ કરવો વધુ બેહતર છે.

(ગાયતુલ અવતાર)

## ગુસલ કરવાની સુન્નત રીત

(૧) કપડાં કાઢતાં પહેલાં પૂરી “બિસ્મિલ્લાહ” પઢવી.
(૨) નિય્યત કરવી એટલે કે વાજિબ ગુસલ હોય તો

દિલથી આ પ્રમાણે ઈરાદો કરે કે હું નાપાકીને દૂર કરવા માટે ગુસલ કરું છું અને જો પાક હાલતમાં હોય તો આ પ્રમાણે ઈરાદો કરે કે હું અલ્લાહ તઆલાને રાજી કરવા અને સવાબ મેળવવાના ઈરાદે ગુસલ કરું છું.

નિય્યત કરવાથી ગુસલ કરવાનો સવાબ મળે છે અને શરીરના નાના ગુનાહો માફ થઈ જાય છે. નિય્યત ન કરવાથી ગુસલ તો થઈ જશે, પરંતુ ઉપર મુજબનો સવાબ મળશે નહિ.

(૩) પ્રથમ બંને હાથ પહોંચાઓ સુધી ધોઈ લેવા. જો શરીર પર કોઈ નાપાકી લાગીને સુકાઈ ગઈ હોય અને જાહેરમાં તે ન દેખાતી હોય દા. ત. હાથ પર પેશાબ લાગ્યો અથવા મની લાગી અને પછી આ નાપાકી સુકાઈ ગઈ તો હવે ભૂલથી પણ ડોલના પાણીમાં હાથ ન નાખવા. નહિતર ડોલનું બધું પાણી નાપાક થઇ જશે. સૂઇને ઉઠયા પછી પણ પાણી ભરેલ વાસણમાં હાથ ન નાખવા જોઈએ. થઈ શકે છે કે તેના હાથ પર રાત્રે નાપાકી લાગી હોય અને તેને ખબર ન હોય એટલે પ્રથમ નાના ગ્લાસ વગેરેથી અલગ પાણી લઇને હાથ ધોઈ લેવા વધું યોગ્ય રહેશે.

શરીર પર જ્યાં જાહેરી નાપાકી લાગી હોય તેને ધોતી વખતે સાવચેતી રાખવી જોઈએ. જો નાપાકીના છાંટા ડોલના પાણીમાં પડશે તો બધું પાણી નાપાક થઇ જશે; પરંતુ જ્યાં સુધી યકીની રીતે નાપાકીના છાંટા ડોલમાં પડયા છે તેવું

ન જણાય ત્યાં સુધી ખાલી શક-શુબહમાં ન પડે, બલ્કે તેને પાક જ સમજે.

(૪) પેશાબ તેમજ પાખાનાની જગ્યાને ધોવી. (ચાહે નાપાકી ન લાગી હોય.)

(૫) શરીરના કોઈ ભાગ પર નાપાકી લાગી હોય તો તેને ધોવી.

(૬) વુઝૂ કરવું (ગુસલમાં કુલ્લી કરવી અને નાકમાં પાણી નાખવું ફર્ઝ છે, બલ્કે જો રોઝો ન હોય તો ગરગરો પણ કરી લેવો.)

(૭) ત્યાર બાદ પ્રથમ ત્રણવાર માથા પર પાણી નાખવું. પછી જમણા ખભા પર ત્રણવાર અને ત્યાર પછી ડાબા ખભા પર ત્રણવાર પાણી નાખવું અને પૂરા શરીર પર પાણી બરાબર પહોંચી જાય તેનો ખૂબ ખ્યાલ રાખવો. જો સોયના નાકા બરાબર પણ જગ્યા સૂકી રહી જશે તો ગુસલ સહીહ થશે નહીં.

(૮) ગુસલથી ફારિગ થયા પછી કલિમએ શહાદત પઢવો. (અને જો મકરૂહ વખત ન હોય તો બે રકા'ત નફલ પઢવી. એનો ઘણો સવાબ છે.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છે : "પાકી અડધું ઈમાન છે." એટલે કે ઈમાન લાવવાથી નાના-મોટા દરેક ગુનાહ માફ થઈ જાય છે અને પાક-સાફ રહેવાથી દરેક નાના ગુનાહ માફ થઈ જાય છે. આ બાબત નજર સામે રાખી શરીર તેમજ કપડાં વિગેરેને હર હંમેશ પાક-સાફ રાખવા જોઈએ.

## પાંચ નમાઝોનું રહસ્ય

**ફજર :** હઝરત આદમ (અલૈ.)ને જન્નતમાંથી દુનિયામાં ઉતારવામાં આવ્યા તો રાતનું અંધારું જોઈને પૂરી રાત ભય-ડરથી રડતા રહ્યા, પરંતુ જ્યારે સવાર થઈ તો તેમનો ભય દૂર થઈ ગયો આથી તેમણે શુક્રિયહની બે રકા'ત નમાઝ પઢી. અલ્લાહ તઆલાને આ અમલ ઘણો પસંદ પડયો એટલે આ ઉમ્મત પર ફજરની બે રકા'ત નમાઝ ફર્ઝ ફરમાવી.

**ઝોહર :** અલ્લાહ તઆલાના હુકમના કારણે હઝરત ઇબ્રાહીમ (અલૈ.) પોતાના લાડલા ફરઝંદ હઝરત ઈસ્માઇલ (અલૈ.)ને ઝબહ કરવા માટે મક્કા શરીફથી મિના સુધી લઈ ગયા. લગભગ બપોરનો સમય હતો. હઝરત ઈસ્માઈલ (અલૈ.)ને બાંધીને ઝબહ કરવા માટે સૂવાડયા તે વખતે હઝરત ઇબ્રાહીમ (અલૈ.)ને ચાર પ્રકારની ચિંતા હતી (૧) સૌથી મોટી ફિકર એ હતી કે અલ્લાહનો હુકમ સંપૂર્ણ રીતે અદા થઈ શકશે કે કેમ ? (૨) હઝરત ઈસ્માઇલ (અલૈ.)એ નાની ઉમરમાં ઝબહ થવાનું મંઝૂર કરી લીધું. (૩) હઝરત ઈસ્માઈલ (અલૈ.)ની માંને શું જવાબ આપવો. (૪) હઝરત હાજિરહ (અલૈ.) એકલી રીતે જંગલમાં શી રીતે જીવન પસાર કરી શકશે ? પરંતુ જ્યારે અલ્લાહ તઆલાએ આ દરેક પ્રકારની ફિકર–ચિંતા દૂર કરી દીધી અને હઝરત ઇસ્માઇલ (અલૈ )ને અલ્લાહ તઆલાએ બચાવી લીધા (અને કુર્બાની માટે ઘેટો-દુંબો મોકલી આપ્યો) તે વખતે સૂરજ ઢળી ચૂકયો હતો. હઝરત ઇબ્રાહીમ (અલૈ )એ આ ચાર ચિંતાઓ દૂર થવાના શુક્રિયહમાં ચાર રકા'ત નમાઝ અદા કરી. અલ્લાહ તઆલાએ



હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની આ ઈબાદત પસંદ ફરમાવી અને એ જ વખતમાં એ જ પ્રમાણેની ઝોહરની ચાર રકા'ત ઉમ્મતે મુહમ્મદિય્યહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર ફર્ઝ ફરમાવી.

**અસર :** હઝરત યુનુસ (અલૈ.)ને અલ્લાહ તઆલાએ ચાર અંધારામાં કૈદ કર્યા. (૧) દરિયાનું અંધારું. (૨) માછલીના પેટનું અંધારું. (૩) વળી, તે માછલીને બીજી માછલી ગળી ગઈ તે માછલીના પેટનું અંધારું. (૪) રાતનું અંધારું. આવા વિવિધ અંધારાઓથી ગભરાઈને હઝરત યુનુસ (અલૈ.)એ માછલીના પેટમાં હક તઆલાની બારગાહમાં સિજદો કર્યો અને આ તસ્બીહ પઢી : "લા-ઈલાહ ઈલ્લા અન્ત સુબ્હાનક ઈન્ની કુન્તુ મિન-ઝ્ઝાલિમીન" એ જ વખતે માછલીને અલ્લાહ પાકનો હુકમ થયો અને તેણે હઝરત યુનુસ (અલૈ.)ને પેટમાંથી કાઢી કિનારા પર મૂકી દીધા, તે સમયે અસરનો વખત હતો. આ ચાર અંધારાઓથી નજાત અને મુક્તિ પામવાના શુક્રિયહમાં હઝરત યુનુસ (અલૈ.) ચાર રકા'ત નમાઝ પઢયા, જે અલ્લાહપાકને પસંદ આવી એટલે અસરના સમયમાં આ ચાર રકા'ત પોતાના હબીબ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને આપની ઉમ્મત પર ફર્ઝ ફરમાવી.

**મગરિબ :** હઝરત યાકુબ (અલૈ.) ચાળીસ યા એંસી વર્ષ સુધી હઝરત યુસુફ (અલૈ.)ની જુદાઈમાં ગમગીન રહ્યા, પણ જ્યારે અલ્લાહ તઆલાએ મહેરબાની ફરમાવી અને કાસિદ હઝરત યુસુફ (અલૈ.)નું પહેરણ લાવ્યો ને હઝરત યાકુબ (અલૈ.)ના ચહેરએ મુબારક પર તે નાંખ્યું તો અલ્લાહ



પાકે તેની બરકતથી હઝરત યાકુબ (અલૈ.)ને આંખોની રોશની આપી અને તેઓ દેખતા થઇ ગયા. એ વખતે હઝરત યાકુબ (અલૈ) આ નેઅમતના શુક્ર રૂપે ત્રણ રકા'ત નમાઝ પઢયા; એક રકા'ત આંખોની રોશની પાછી મળવાના શુક્ર રૂપે, બીજી રકા'ત હઝરત યુસુફ (અલૈ.)ના જીવંત હોવાની ખબર મળી તેના શુક્રિયહમાં અને ત્રીજી રકા'ત હઝરત યુસુફ (અલૈ.) દીને ઇસ્લામ પર કાયમ રહ્યા તેના શુક્ર રૂપે. અલ્લાહ તઆલાને આ ત્રણ રકા'ત પસંદ પડી અને હઝરત યાકુબ (અલૈ) પર ફર્ઝ ફરમાવી અને ઉમ્મતે મુહમ્મદિય્યહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ માટે પણ મગરિબની ત્રણ રકા'ત ફર્ઝ ફરમાવી.

ઇશા : એક વખત હઝરત મુસા (અલૈ.) દિવસભર ચાર ચિંતાઓમાં સપડાયેલા રહ્યા. (૧) પોતાના પ્રાણની ચિંતા કે નીલ–નાઇલ સમૂદ્ર સલામત રીતે પાર કરી શકાય. (૨) સઘળાં બની ઈસ્રાઇલ પણ પાર થઇ જાય. (૩) ફિરઓનના જુલ્મ–દમન અને તેની પકડથી મુક્તિ મળે. (૪) ફિરઓનનું લશ્કર બરબાદ થઈને દરિયામાં ડૂબી જાય. અલ્લાહ તઆલાએ મજકૂર ચાર ચિંતાઓથી હઝરત મૂસા (અલૈ.)ને મૂક્ત કર્યા. મૂસા (અલૈ) અને બની ઇસ્રાઇલ પાર ઉતરી ગયા. ફિરઓનના જુલ્મથી નજાત મળી અને ફિરઓન તથા તેનું લશ્કર આપની સામે જ દરિયામાં ડુબાડી દેવાયું. ઈશા વખતે હઝરત મૂસા (અલૈ.)એ આ ચાર ચિંતાઓથી મુક્ત થવાના શુક્રિયહમાં ચાર રકા'ત પઢી. અલ્લાહપાકે ઇશાનાં વખતમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઉમ્મત માટે પણ આ ચાર રકા'ત ફર્ઝ ફરમાવી.

**નોટ :** પાંચ નમાઝો ફર્ઝ કરવાનો ખરેખર ભેદ અને રહસ્ય શું છે તે અલ્લાહ તઆલા અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સારી રીતે જાણનાર છે, અલબત્ત ઉલમાએ કિરામ અને બુઝુર્ગોએ આના સંદર્ભમાં ઘણા બધા વિવિધ ભેદ-રહસ્યો વર્ણવ્યા છે. અહીં શાયદ ટુંકાણમાં સમેટવાને કારણે એકાદ-એકાદ ભેદ રજૂ કર્યો છે. વલ્લાહુ આ'લમ.

## હઝરત રાબિઅહ બસરી (રહ.)ની નમાઝ

બસરા શહેરમાં એક ગરીબ કુટુંબમાં રાબિઅહ નામે એક બાળકીનો જન્મ થયો. રાબિઅહનો અર્થ "ચાર" એવો થાય છે. ત્રણ બહેનો પછી જન્મ થવાના કારણે રાબિઅહ નામ રાખવામાં આવ્યું. બસરામાં જન્મ થવાના કારણે બસરી કહેવાયાં.

તેમના જન્મ વખતે ઘરમાં ટીપું સરખું ય તલ ન હતું કે જેથી દીવો સળગાવી પ્રકાશ મેળવી શકાય. મા'મુલી કપડાં પણ ન હતાં કે જે પહેરાવી શકાય. આવી તંગ પરિસ્થિતિ જોઈને રાબિઅહની માંએ પોતાના ખાવિંદ-પતિને કહ્યું કે, પડોશમાંથી તેલ માંગી લાવો જેથી દીવો સળગાવી શકાય, પરંતુ રાબિઅહના વાલિદ પાકો અહદ અને નિર્ધાર કરી ચૂકયા હતા કે હવે હું અલ્લાહ તઆલાના સિવાય કોઈની પાસે કંઇ જ માંગીશ નહીં. જ્યારે આ પ્રમાણેની માંગવાની વાત આવી તો નામ પૂરતું ફક્ત પડોશીના દરવાઝે હાથ મૂકી-અડાડીને ચાલ્યા આવ્યા અને બીવીને કહ્યું કે દરવાઝો બંધ છે. આવી મુંઝવણકારક હાલતમાં તેમને ઊંઘ આવી ગઈ અને સ્વપ્નમાં હુઝૂરે પાક સલ્લલ્લાહુ અલયહિ



વ સલ્લમની ઝિયારત નસીબ થઇ. સ્વપ્નમાં હુઝૂરે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે દિલાસો આપી ફરમાવ્યું કે આ તારી પુંત્રી મહાન મરતબાવાળી છે અને તેની ભલામણુથી મારી ઉમ્મતના ઘણા લોકોને માફ કરી દેવામાં આવશે અને આ સાથે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે બીજી ખૂશખબરી એ આપી કે આવતી કાલે બસરાના ગવર્નર પાસે એક કાગળમાં આ હકીકત લખીને જશો અને તેને કાગળ પહોંચાડશો;

"હે ગવર્નર ! તમે હરરોજ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર ત્રણુસો વાર દુરૂદ શરીફ પઢીને પહોંચાડો છો અને દર જુમ્અહની રાતે ચારસો વાર દુરૂદ શરીફ પઢી પહોંચાડો છો. ફક્ત આ જુમ્અહની રાત ખાલી ગઈ અને તમે દુરૂદ શરીફ મોકલવાનું ભૂલી ગયા એટલા માટે ચારસો વખત દુરૂદ શરીફના બદલામાં ચારસો દીનાર આ કાગળ લખનારને આપશો."

તે પછી રાબિઅહ બસરીના વાલિદ સા. ની આંખ ખૂલી ગઇ. સ્વપ્નમાં હુઝૂરે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના દીદાર નસીબ થયા, પોતાની પૂત્રી મહાન મર્તબાવાળી છે અને ગવર્નરને સંદેશો પહોંચાડવો. આ બધી હકીકતથી તેમનું દિલ અને આંખો અલ્લાહના મહાન ઇનામ અને એહસાન બદલ રડી રહ્યાં હતાં. છેવટે એક કાગળમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના બતાવ્યા મુજબ સઘળી બીના લખી ગવર્નરના ખાદિમ મારફત ગવર્નરને તે ચિઠ્ઠી પહોંચાડી. ગવર્નરે ચિઠ્ઠી વાંચી વિચારમાં પડી ગયો અને દિલમાં થયું કે હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે



મને યાદ કર્યો અને દુરૂદ પઢવાનો આ ભેદ જે ખુદા તઆલા સિવાય કોઈને ખબર ન હતી તે આ માણસને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે સ્વપ્નમાં જાહેર કર્યો તે પછી ખૂશીમાં પોતે જઇને હઝરત રાબિઅહ બસરીના વાલિદ સાથે મુલાકાત કરી અને આદર સન્માન પૂર્વક અંદર બોલાવીને તરત જ ચારસો દીનાર આપ્યા અને કહ્યું કે જયારે પણ જરૂરત પડે તો મારી પાસે આવી જશો. પછી ગવર્નરે એક હજાર દિનાર હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે યાદ કર્યા તે બદલ ગરીબોમાં વહેંચ્યા. (આવાં હતાં હઝરત રાબિઅહ (રહ.) અને આવી હતી તેમની બરકતો.)

(તઝકિરતુલ અવલિયા)

એક વખત હઝરત રાબિઅહ (રહ.) તહજ્જુદની નમાઝ પછી સૂઇ ગયાં. સ્વપ્નમાં એક સરસ મઝાનું ખૂબ મોટું ઝાડ જોયું. તેના ઉપર ચાંદ–સૂરજની જેમ ચમકદાર ફળો હતા. સ્વપ્નમાં જ તેમણે પૂછયું કે આ ઝાડ અને ફળો કોના માટે છે ? ગેબથી જવાબ સંભળાયો કે આ તમારી તહજ્જુદની નમાઝ છે. હઝરત રાબિઅહ ફરમાવે છે કે આ સાંભળી (સ્વપ્નમાં જ) હું ખૂબ ખૂશ થઇ અને તે ઝાડ પાસે ગઈ તો અચાનક તેના બધા ફળો નીચે તૂટીને પડી ગયાં. આ જોઇ મને રંજ થયો અને વિચારવા લાગી કે જો આ બધા ફળો ઝાડ પર જ રહ્યા હોત તો કેવું સારું થાત ! એટલામાં ફરી ગેબી અવાજ સંભળાયો કે એ બધા ફળો ઝાડ પર જ રહેત, પરંતુ નમાઝમાં તમારા ખ્યાલ–વિચારો નમાઝની બહારની બીજી ચીજો તરફ ચાલ્યા ગયા હતા તથી આ ફળો ઝાડ પરથી નીચે પડી ગયાં

આ વિચારવાની વાત છે કે રાબિઅહ બસરી (રહ.) કે જેમની ગણના ઉચ્ચ કક્ષાના મહાન વલીઓ કે અલ્લાહવાળાઓમાં થાય છે. આવાં નેક પારસા ખાતૂનની નમાઝનું પૂછવું જ શું ? પરંતુ નમાઝમાં જરાક ખ્યાલ કે વિચાર નમાઝની બહાર ગયા તો નમાઝના બદલામાં મળનાર ફળો ઝાડ પરથી તૂટી પડયાં તો હવે આપણી નમાઝોનો શું હાલ થાય છે ? તેની ઇસ્લાહ કરવી જ રહી. તેનો ઉપાય આ છે કે જાણીબૂઝીને બહારના વિચારો દિમાગમાં ન લાવો. વિચારોમાં મશગૂલ ન રહો, બલકે તેને દૂર કરવાની કોશિશ કરો. કારણ તેનાથી નમાઝ ખરાબ થાય છે. અઢારમાં સિપારાની પહેલી આયતમાં અલ્લાહ તઆલાનું ફરમાન છે : ખરેખર તે ઇમાનવાળાઓએ સફળતા મેળવી લીધી જેઓ પોતાની નમાઝ ખુશૂઅથી–દિલ લગાવીને પઢે છે.

(સીરતુસ્સાલિહીન)

## હઝરત મરયમ (અલૈ.)નો રોઝો

એક વખત હઝરત ઇસા (અલૈ.)એ પોતાની માં હઝરત મરયમ (અલૈ.)ને કહ્યુ કે આ દુનિયા ફના થનાર છે. જો આપણે એકાંતમાં ખુદા તઆલાની ઇબાદત કરીએ તો સારી અને વધુ થાય, માટે આપણે એક પહાડ પર જઇને અલ્લાહની યાદમાં લાગી જઇએ. મરયમ (અલૈ.)એ નેક ફરઝંદની વાત માની લીધી અને તેઓ એક પહાડ પર ચાલ્યાં ગયાં. હઝરત મરયમ (અલૈ.) રાત્રે ઇબાદત કરતાં અને દિવસે રોઝો રાખતાં. હઝરત ઇસા (અલૈ.) સાંજના સમયે જંગલમાં જતા અને ખાઈ શકાય એવા ઝાડના પાંદડાં, કંદમૂળ વગેરે લાવીને પોતાની માંને આપતા. હઝરત મરયમ તેનાથી રોઝો ઇફતાર

કરતાં. એક દિવસ હઝરત મરયમ (અલૈ.) પહાડ પર રોઝાની હાલતમાં હતાં અને હઝરત ઈસા (અલૈ.) જંગલમાં ઝાડના પાંદડાં લેવા ગયા હતા. એવા સંજોગોમાં કોઇક અજનબી માણસની સૂરતમાં હઝરત મરયમ (અલૈ.) પાસે આવી કહેવા લાગ્યો; "હે રાતદિવસ ઈબાદતમાં લીન રહેનાર નેક ખાતૂન ! હું તને સલામ કરું છું." અચાનક આ અવાજ સાંભળી ગભરાઇને હઝરત મરયમ (અલૈ.)એ પૂછ્યું કે તું કોણ છે ? શા માટે આવ્યો છે ? તે અજનબીએ જવાબ આપ્યો : "હું બચ્ચાંઓને યતીમ અને ઓરતોને બેવાહ કરનાર (મોતનો ફરિશ્તો) છું. આપની રૂહ કબ્જે કરવા આવ્યો છું." હઝરત મરયમ (અલૈ.) એ અરજ કરી કે મને થોડા સમયની મોહલત આપો કે જેથી મારો પૂત્ર જંગલ-માંથી આવી જાય અને હું તેની સાથે છેલ્લી મુલાકાત કરી લઉં; પરંતુ મલકુલ મૌતે ઈન્કાર કરી કહ્યુ કે મને અલ્લાહનો હુકમ નથી કે હું મોતના નક્કી સમય પહેલાં કે તે પછી રૂહ કબ્જે કરી શકું. અલ્લાહે નક્કી કરેલ સમય પર જ રૂહ કબ્જે કરવાનો મને હુકમ છે આમ કહી હઝરત મરયમ (અલૈ.)ની રૂહ કબ્જે કરી લીધી અને રોઝાની હાલતમાં જ તેઓ અલ્લાહને પ્યારાં થઈ ગયાં.

બીજી તરફ ઈફતારીના સમયે હઝરત ઇસા (અલૈ.) પાંદડાં વગેરે લઈને આવ્યા તો વ્હાલી અમ્માને નિદ્રામાં પોઢેલાં જોયા. તકલીફ ન થાય એ હેતુસર તે વખતે માંને જગાડવા યોગ્ય નથી એમ સમજી પોતે અલ્લાહની યાદમાં મશગૂલ થઈ ગયા. સૂર્યાસ્ત થઈ ગયો. અંધારું થવા લાગ્યું તો પણ હઝરત મરયમ (અલૈ.) ન ઉઠયાં તો હઝરત ઈસા

(અલૈ.)એ ધીમેથી અવાજ આપ્યો કે, હે માં ! હે માં ! ઉઠો. ઈફતારીનો સમય કયારનો ય થઈ ગયો. રોઝદારોના રોઝા પણ છૂટી ગયાં, છતાં પણ તમે ઉઠતાં નથી ! શું વાત છે ? આ રીતે જગાડવાની ખૂબ કોશિશ કરી, પરંતુ તેઓ તો હમેંશના આરામ માટે સૂઈ ગયાં હતાં. એટલામાં અલ્લાહ તઆલા તરફથી વહી આવી કે "હે ઈસા (અલૈ.) ! આપની વાલિદહ તો અમારી મુલાકાત કરી ચૂકયાં છે, માટે તમે ગુસલ, કફન-દફન અને નમાઝે જનાઝહ વગેરેની વ્યવસ્થા કરો." હઝરત ઈસા (અલૈ.) પહાડ પરથી ઉતરી વસ્તીમાં ગયા અને લોકોને કહ્યું કે મારી વાલિદહની વફાત થઈ ચૂકી છે તેમના ગુસલ, કફન, દફન માટે મારી મદદ કરો. આ સાંભળી ઘણા મર્દ-ઓરતો પહાડ પર જવા માટે રવાના થયાં. પહાડ પાસે પહોંચી સાથે આવનાર લોકોએ કહ્યું કે આ પહાડ પર ઘણા સાપ (વગેરે ઝેરીલા જાનવરો) છે. એટલે અમે ઉપર આવીશું નહીં, આમ કહી સૌ પોતપોતાના ઘેર પાછા ચાલ્યાં ગયાં. હઝરત ઈસા (અલૈ.) નિરાશ થઈ એકલા પહાડ પર ચઢવા લાગ્યા. ઉપર જતાં રસ્તામાં બુઝુર્ગ જેવા જણાતા બે માણસો મળ્યા. સઘળી બીના જાણી તે બંને હઝરત ઈસા (અલૈ.) સાથે જવા રવાના થયા. રસ્તામાં હઝરત ઇસા (અલૈ.)એ પૂછ્યું કે તમે કોણ છો ? તેમણે કહ્યું કે અમે બંને ફરિશ્તા છે. હું જિબ્રાઈલ છું અને આ મિકાઈલ છે. આમ તેઓ હઝરત મરયમ (અલૈ.)ના પ્રાણ વિહોણા શરીર પાસે પહોંચ્યા તો ત્યાં ઘણી બધી ઓરતોને જોઈ, જેઓ હઝરત મરયમ (અલૈ )ને ગુસલ આપતી હતી અને કફન પહેરાવી જનાઝો તૈયાર કરી રહી હતી. હકીકતમાં તે અલ્લાહ તરફથી મોકલવામાં

આવેલ જન્નતની હૂરે હતી. જનાઝો તૈયાર થયા પછી નમાઝે જનાઝહ પઢવામાં આવી. દફન પહેલાં હઝરત ઈસા (અલૈ.)એ અલ્લાહથી દુઆ કરી કે હે ખુદા ! તું મારી વાલિદહને (થોડીવાર માટે) જીવંત કર, જેથી હું છેલ્લી મુલાકાત કરી લઉં ! (હઝરત ઈસા (અલૈ )ને મુરદાઓને જીવંત કરવાનો અલ્લાહ તઆલા તરફથી મો'જીઝો આપવામાં આવ્યો હતો. મુરદાને સંબોધી કહેતા કે તું અલ્લાહના હુકમથી જીવંત થઇ જા ! પછી મુરદું જીવંત થઈ તેને જે કંઈ પૂછવામાં આવતું તે બતલાવતું.) અલ્લાહ તઆલાએ તેમની દુઆ કબૂલ કરી. હઝરત મરયમ (અલૈ.)ને જીવંત કરવામાં આવ્યાં. હઝરત ઈસા (અલૈ.)એ પોતાની વાલિદહને પૂછયું કે મોતની હકીકત કેવી છે ? તેમણે જવાબ દીધો કે ખૂબ કડવી છે. એવી કડવી છે કે કિયામત સુધી તેનો સ્વાદ-મઝા કે કડવાશ દૂર થવો મુશ્કેલ છે, પરંતુ એક વાત ઘણી ખૂશીની છે કે મેં પરવરદિગારથી મુલાકાત કરી તો અલ્લાહ તઆલાને મારાથી ખૂશ ને રાજી જોયા. હે બેટા ! હવે હું કિયામત સુધી તમારાથી વિદાય લઈ રહી છું. આમ કહી ફરી તેમનો પ્રાણ નીકળી ગયો તે પછી તેમને દફન કરવામાં આવ્યાં.

તો હે માનવંત વાંચકો ! આ છે રોઝાની બરકત કે દુનિયાવાળાઓએ મદદ કરવાથી ઈન્કાર કરી દીધો તો અલ્લાહે ફરિશ્તાઓ વડે મદદ મોકલી અને આ છે વાલિદહની ખિદમત–સેવા ચાકરીની બરકત કે, વાલિદહની મુલાકાત કરવાની છેલ્લી તમન્ના પણ અલ્લાહ તઆલાએ પૂરી ફરમાવી. હવે આજના લોકો અને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને માનનારાઓની હાલત જુઓ કે કેટલી નાજુક અને ખરાબ



છે કે કપરા સંજોગોમાં મદદ કરવાથી પોતે તો પીછે હઠ કરે જ છે, પરંતુ બીજાઓને પણ મદદ કરવાથી રોકે છે અને તે મજબૂર કરે છે. ખુદા દરેકને નેક તૌફીક આપે આમીન !

(સીરતુસ્સાલિહીન)

## હજ

પાણી અલ્લાહ તઆલાની એક મહાન નેઅમત છે. અલ્લાહ તઆલાએ જમીન પેદા કરી અને સૌ પ્રથમ જે ભાગ પાણીથી બહાર જમીન બનીને બહાર આવ્યો, ત્યાં આજે કા'બા શરીફ છે. એ જ જગા પર અલ્લાહ તઆલાએ પોતાની રહમત ઉતારવાનું કેન્દ્ર બનાવ્યું. હુઝૂરે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છે કે અલ્લાહ તઆલા દરરોજ કા'બા શરીફ પર એકસો વીસ (૧૨૦) રહમતો ઉતારે છે, તેમાંથી સાંઇઠ (૬૦) રહમતો તવાફ કરનારાઓ ઉપર, ચાલીસ (૪૦) નમાઝીઓ પર અને વીસ (૨૦) કા'બા શરીફને જોનારાઓ ઉપર વહેંચવામાં આવે છે.

જે માણુસ પાસે એટલી રકમ હોય કે તે વડે હજ માટે જવા-આવવાનું ભાડું અને ત્યાં રહેવાનો સંપૂર્ણ ખર્ચ પૂરો કરી શકે અને પોતાના બાળબચ્ચાંઓના જરૂરી ભરણ-પોષણના ખર્ચ જોગી રકમ પણ હોય (વળી તે રકમ કર્જથી મુક્ત હોય અને હજ માટે ન જઈ શકાય એવું કોઇ ઉઝર પણ ન હોય તો આવા માણુસે હજ પઢવી જરૂરી-ફર્ઝ થઇ જાય છે. એટલે આ માણુસે અલ્લાહની રહમતો ઉતરવાના મુખ્ય મથકે (મક્કા શરીફ) પહોંચીને વધુથી વધુ રહમતો, બરકતો પ્રાપ્ત કરી ગુનાહોથી પાકસાફ થવું જોઇએ. હજથી



ગુનાહો માફ થઇ જાય છે. હુઝૂરે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છે કે, "જે માણસ અલ્લાહના માટે હજ કરે અને તેમાં કોઇ ગુનોહ કે અલ્લાહની નાફરમાનીનું કોઈ કામ ન કરે તે હાજી હજથી એ પ્રમાણે (ગુનાહોથી બિલકુલ મુક્ત) થઈને પાછો ફરે છે જેમ કે તે દિવસે હતો, જ્યારે તેની માંના પેટથી જન્મ્યો હતો." (મિશ્કાત શરીફ)

જે માણસ પર હજ ફર્ઝ હોય, હજ માટે જવાની પૂરતી રકમ હોય છતાં ય તે હજ પઢવા ન જાય તેવા માણસ માટે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છે કે, "આ વાતમાં કંઇ ફર્ક નથી કે તે યહૂદી થઇને મરી જાય કે પછી નસરાની-ઈસાઈ થઇને મરે." એટલા માટે કે તેણે રહમતના મુખ્ય મથકની કોઇ કિંમત ન સમજી. ત્યાં પહોંચવાની શક્તિ હોવા છતાં તે રહમતની જગ્યાએ ન ગયો. (અલ્લાહ તઆલા હિફાઝત ફરમાવે, આમીન !)

અલ્લાહની રઝામંદી અને અલ્લાહની રહમતો પ્રાપ્ત કરવી એ હજનો મહાન મકસદ ને મૂળ હેતુ છે. એટલે વેપાર, રિયાકારી કે બીજા કોઈ દુન્યવી ઈરાદાઓથી હજ કરવાથી ખૂબ બચવું જોઈએ જો કોઇ દુન્યવી ઈરાદાઓ લઇને હજમાં જશે તો તેણે ખર્ચેલી રકમ કે રૂપિયા-પૈસા બેકાર જશે ને અલ્લાહની રહમતોથી વંચિત રહેશે. હદીષ શરીફમાં છે કે, "કિયામતના નજીક મારી ઉમ્મતમાં ચાર પ્રકારના લોકો હાજી હશે (૧) બાદશાહ અને હાકિમો પોતાની શાન-પ્રતિભા દેખાડવા ને સહેલ-સપાટા માટે હજ પઢવા જશે. (૨) માલદાર માણસ વેપાર માટે હજ પઢવા જશે (૩) ગરીબ ભીખ માંગવાના ઈરાદે હજ કરશે.

(૪) આલિમો દેખાવ માટે હજ કરશે."
(ઇત્તિહાફ, ફઝાઇલે હજ)

એટલે હજ ફર્ઝ થઈ જાય તો ખૂબ વહેલી તકે નેક ઈરાદાઓ લઇને જરૂર હજ કરવી જોઇએ, નહિંતર માલ, મહેનત બેકાર જશે ને ખુદા તઆલા નારાજ થશે.

## એક બુઝુર્ગને હજમાં મળતી સફળતા

શેખ શર્ફુદ્દીન યહ્યા મુનીરી (રહ.) લખે છે કે હજ માલી અને બદની ઈબાદત છે—તેમાં માલ અને શરીર બંનેની ઈબાદત સમાયેલી છે એટલે કે અલ્લાહ ખાતર માલ ખર્ચ કરવો અને શરીર વડે હજના અરકાન ને આદેશોની બજાવણી. વળી અલ્લાહની રહમતોના દર્શન કે દીદાર પણ ખરા ! આવા નેક ઇરાદાઓને દિલમાં રાખી હું હજ પઢવા ગયો. જ્યારે હું પહેલા વર્ષે હજ પઢવા ગયો તો દિલમાં ઇચ્છા થઈ કે હે અલ્લાહ ! કા'બા શરીફ તો પથ્થરનું એક મકાન અને રહમતોનું મરકઝ છે. એ તો હું જોઈ ચૂકયો, હવે તો ખૂદ તને અને તારી રહમતોને મારે જોવી છે. આ રીતે દુઆ કરી હજથી ફારિગ થઈ ઘરે આવી ગયો. ફરી બીજા વર્ષે જવાનું થયું તો મારા દિલ ને અંતરની આંખો ખુલી ગઈ. મેં જોયું કે કા'બા પર ખરેખર અલ્લાહની રહમતો ઉતરી રહી છે અને હું મારી સ્વજાતને પણ જોઈ રહ્યો હતો. આ હજથી ફારિગ થઈને ફરી મેં દુઆ કરી કે હે અલ્લાહ ! મારે તો પ્રત્યક્ષ તારી જાતને જોવી છે. પછી જ્યારે ત્રીજી વખતે હજ પઢવા ગયો તો આ મહાન દોલત પણ નસીબ થઈ. આ ત્રીજી વખતે હું મારી પોતાની જાત

અને કા'બા શરીફને જોતો ન હતો, બલ્કે ખુદાની રહમ-તોએ મારું સ્વાગત કર્યું અને તે રહમતોએ મને એવી રીતે ઢાંકી-સંતાડી લીધો કે મને ફક્ત અલ્લાહની રહમતો જ દેખાતી હતી. બધી તરફ તેનું નૂર જ દેખાતું હતું. બીજું કંઇ પણ નજરે આવતું ન હતું. આ રીતે અલ્લાહ તઆલાએ મને સફળતા દીધી. (ઉમ્દતુસ્સુલૂક)

તો હે મુસ્લિમ બિરાદરો ! જો આર્થિક હાલત સારી હોય ને ખુદાએ પૈસો ટકો આપ્યો હોય તો ખરા દિલથી, નિસ્પૃહતા સાથે હજ માટે જઇને ખુદા તઆલાની મહાન નેઅમતો અને તેની રઝામંદી મેળવવાની કોશિશ કરવી જ જોઇએ.

## ઝકાત અને ખેરાત

અલ્લાહ તઆલા કુર્આન શરીફમાં ફરમાવે છે નેક કામમાં તમે જે કંઇ ખર્ચ કરશો તો અલ્લાહ તઆલા તેનો બદલો જરૂર આપનાર છે અને તે બેહતર રોઝી દેનાર છે.

અમીરી અને ગરીબી આ બંને ચીજો હમેશાને માટે દુનિયામાં રહી છે અને રહેશે અને એમાં ખુદાની ઘણી હિકમતો છુપાયેલી છે. અલ્લાહ તઆલાએ ગરીબો, લાચારો અને મુસીબતોમાં ફસાયેલાઓને પોતાના માલ વડે મદદ કરીને તેમની મુસીબતોને દૂર કરવાને ઘણું મહાન કામ લેખ્યું છે. આ મુજબ મદદ કરનારાઓ માટે અલ્લાહ તઆલાનો વાયદો છે કે તેમનો માલ વધશે અને તેમાં ખૂબ બરકત થશે અને જો અલ્લાહે દીધેલ માલથી ગરીબ, હાજત-



મંદ અને મુસીબતમાં ફસાયેલાઓની મદદ ન કરવામાં આવી, બલકે તેમને ત્યાં જે પૈસા આપ્યા અથવા જાણી-બૂઝીને બીજી કોઈ રીતે પોતાના માલથી વ્યાજ હાસિલ કર્યું તો તેઓ માટે અલ્લાહ તઆલાનું ફરમાન છે કે તેના માલમાં ઘટાડો થશે અને બરકત ઉઠી જશે; (બલકે વ્યાજ ખાનાર માટે અલ્લાહ તઆલાનું લડાઈનું ચેલેંજ છે અને દોઝખના દર્દનાક અઝાબની ધમકી છે.) કુર્આન શરીફના ત્રીજા સિપારામાં આ પ્રમાણેનું અલ્લાહ તઆલાનું ફરમાન છે.

જો કોઈ માલદાર માણસ ફર્ઝ થયેલ ઝકાત અને સદકએ ફિત્ર વગેરે અદા ન કરે તો જાહેરમાં તેના માલમાં ભલે ઘટાડો ન દેખાય, પરંતુ બીજી કોઈ રીતે નુકસાન થઇને માલ ઘટતો રહેશે. જો અલ્લાહ તઆલાને રાજી કરવા ખુશીની સાથે ઝકાત, ખૈરાત દેવામાં આવશે તો દેનાર અને લેનાર બંનેને ફાયદો થશે.

હુઝૂરે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક હદીષમાં બયાન ફરમાવ્યું છે કે પહેલાંના જમાનામાં એક માણસે ઈરાદો કર્યો કે હું છૂપી રીતે ઝકાત, ખૈરાત કરીશ કે જેથી અલ્લાહ સિવાય કોઇને ય ખબર ન પડે. (જેથી અલ્લાહ તઆલા મારી ઝકાત કબૂલ કરી લે.) પછી મોડી રાતના તે ખૈરાત કરવા નીકળ્યો અને એક માણસને ખૈરાત કરી, જે હકીકતમાં ચોર હતો. સવારમાં વાત ફેલાઈ કે ફલાણા માણસે ચોરને ઝકાત આપી. આ વાત ખૈરાત કરનારે જાણી તો તેણે 'અલ્હમ્દુલિલ્લાહ' કહી અલ્લાહની તા'રીફ બયાન કરી. અને કહ્યું એમાં પણ કંઈ હિકમત ને ભલાઇ હશે. ફરી બીજી રાત્રે ખૈરાત કરી તો એક ઝિનાકાર ઓરતના હાથમાં



ગઈ. સવારમાં તેના કાને આ વાત આવી તેને કહ્યું; અલ્હમ્દુલિલ્લાહ, એમાં પણ અલ્લાહની કંઈક ભલાઇ હશે. ફરી ત્રીજી રાત્રે ખૈરાત કરી તો માલદારના હાથમાં ગઈ એટલે મજકૂર માણસ નારાજ થયો અને તેના દિલમાં થયું કે થઈ શકે છે કે મારા માલમાં ખરાબી હોય અને અલ્લાહને મારી ઈબાદત પસંદ ન હોય, પરંતુ દરેક વખતે તે અલ્લાહની તા'રીફ કરતો રહ્યો. ચોથી રાત્રે અલ્લાહ તઆલાએ સ્વપ્ન મારફત તેને જણાવ્યું કે ચોર, ઝિનાકાર ઔરત અને માલદારને તેં (ભૂલથી) ઝકાત આપી છે તે મેં કબૂલ ફરમાવી છે અને કબૂલિય્યતની નિશાની આ છે કે ચોર ગરીબીને કારણે ચોરી કરતો હતો. તારી ઝકાતના માલની બરકતથી બનવાજોગ છે કે તે ચોરીનું કામ છોડી દે અને ઔરત ગરીબીથી મજબૂર થઇને આ કામ કરાવતી હતી. શકય છે તારા માલની બરકતથી માલદાર બની આ ખરાબ કામ છોડી દે અને તે માલદાર માણસ ઝકાત આપતો ન હતો, બનવાજોગ છે કે તેને ઇબ્રત મળે અને તારી આ ખૈરાતને જોઇને તે પણ ઝકાત અદા કરવા લાગી જાય. આ રીતે તારી ખૈરાત અમે કબૂલ કરી છે. (મિશ્કાત શરીફ)

એક વખત હઝરત અલી (રદિ.)ના ઘરમાં ખાવા માટે કંઇ જ ન હતું. એટલે એક ચાદર છ રૂપિયામાં વેચી તેનું અનાજ ખરીદવા નીકળ્યા. રસ્તામાં એક ગરીબ માણસે સવાલ કર્યો તો તેને છ રૂપિયા આપી દીધા. ઘરે પાછા ફરતા હતા તેવામાં એક માણસ મળ્યો, તેણે કહ્યું : મારું ઊંટ સો રૂપિયામાં વેચાતું રાખી લો. પૈસા થોડા દિવસ પછી આપજો. મતલબ કે જ્યારે ઊંટ વેચાઈ જાય ત્યારે

પૈસા આપજો. હઝરત અલી (રદિ.)એ તે ઊંટ ખરીદી લઈ વેચવાના ઇરાદે જઇ રહ્યા હતા. રસ્તામાં એક બીજો માણસ મળ્યો. તે કહેવા લાગ્યો; 'હે અલી ! બોલો ઊંટ વેચવું હોય તો હું તેના એકસો સાંઇઠ (૧૬૦) રૂપિયા રોકડા આપું' હઝરત અલીએ ઊંટ વેચી દીધું અને ખૂશી ખૂશી ઘરે જવા નીકળ્યા તો રસ્તામાં અચાનક પહેલો ઊંટનો માલિક મળ્યો. તેણે ઊંટ ન જોયું તો તે સમજ્યો કે ઊંટ વેચાઇ ગયું હશે એટલે તેણે પૈસા માંગ્યા. હઝરત અલી (રદિ.)એ તેને સો રૂપિયા આપી દીધા અને બાકીના સાંઇઠ (૬૦) રૂ. લઇને ઘરે ગયા અને હઝરત ફાતિમહને ચાદર તેમજ ઊંટના ખરીદ–વેચાણની સઘળી બીના કહી સંભળાવી. હઝરત ફાતિમાએ ખૂશ થઇને કહ્યું કે અલ્લાહ તઆલા એક નેકીનો બદલો દસ નેકીઓ તો જરૂર આપે છે, અમુકને તેથી વધારે પણ આપે છે. આવો અલ્લાહ તઆલાનો વાયદો છે. આપણા છ (૬) રૂપિયા સાંઇઠ (૬૦) રૂપિયા થઇને આવ્યા. ત્યાર પછી હુઝૂરે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આ હકીકત જણાવી તો આપે ફરમાવ્યું કે ઊંટ વેચનાર હઝરત જિબ્રઈલ (અલૈ.) હતા અને ઊંટ ખરીદનાર હઝરત મીકાઈલ (અલૈ.) હતા.

ઉપરોક્ત બાબત જાણવાથી માલૂમ પડે છે કે ખરેખર સદકા–ખૈરાતથી માલ વધે છે, ઘટતો નથી અને આપણું ઇમાન પણ એ જ હોવું જોઈએ.

## હઝરત અબૂબક્ર અને હઝરત ઉમર(રદિ.)ની પવિત્રતા

હઝરત અલી (રદિ.) ફરમાવે છે કે મેં મારી બન્ને



આંખોથી હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જોયા. જો એમ ન હોય તો મારી બન્ને આંખો આંધળી થઈ જાય અને મારા બન્ને કાનોથી સાંભળ્યું છે: હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું હતું કે દીને ઈસ્લામમાં હઝરત અબૂબક્ર અને હઝરત ઉમર (રદિ.)થી વધુ પવિત્ર અને સાફ દિલવાળો કોઇ પેદા થયો નથી જો આ પ્રમાણે મેં ન સાંભળ્યું હોય તો મારા બન્ને કાન બહેરા થઈ જાય.

## હઝરત સિદ્દીકે અકબર (રદિ.)ની રૂહાની શક્તિ—ફિરાસત

હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)એ એક વખત હઝરત આયશા (રદિ.)ને એક બાગ વિષે ફરમાવ્યું કે એ બાગના ખજૂરો તમારા માટે છે એ તમારે લઇ લેવા; પરંતુ તે બાગ મદીનાથી ઘણે દૂર હતો જેના કારણે હઝરત આયશા (રદિ.) ખજૂરો તોડાવી શકયા નહિ. હઝરત અબૂબક્ર (રદિ.)ના પોતાના મૃત્યુનો સમય નજીક આવી પહોંચ્યો તો હઝરત આયશાને વસિય્યત ફરમાવી કે મારી હયાતીમાં—મારા જીવન દરમિયાન જો તમે ખજૂરો તોડી મંગાવ્યા હોત તો તમે તેના માલિક થઇ જત. કારણ બક્ષીસ ત્યારે જ પરિપૂર્ણ ને ખરી ગણાય જ્યારે કે તે ચીજ તમારા કબ્જામાં આવી જાય, પરંતુ ખજૂર વિષે આવું ન બન્યું એટલે હવે આ ખજૂરો તમારા બંને ભાઈ અને તમે બન્ને બહેનોના વારસામાં શામિલ થશે. પુત્રને ડબલ અને પુત્રીને પુત્ર કરતાં અડધો ભાગ વારસામાં મળે, આ મુજબના શરીઅતના કાનૂન અનુસાર તમારા બન્ને ભાઈઓને ડબલ અને તમે બને બહેનોને





સીંગલ ભાગ મળશે. આ વાત સાંભળી હઝરત આયશા અચંબામાં પડી ગયાં ને કહેવા લાગ્યાં : હે અબ્બા ! મારા બે ભાઇઓ 'અબ્દુર્રહમાન' અને 'મુહમ્મદ' છે એ તો બરાબર, પરંતુ બહેનમાં તો હું એકલી જ છું ! હઝરત અબૂબક્ર (રદ્દિ.)એ જવાબ આપ્યો કે તારી સાવકી માં હઝરત હબીબા જે હામેલા–સગર્ભા છે, તેમને છોકરીનો જન્મ થશે જેથી તે પણ તારી જેમ આ માલમાં વારસદાર ગણાશે. હઝરત અબૂબક્રની વફાત પછી (તેમની ફિરાસત ને રૂહાની કે નૈતિક બળના પ્રતાપે) તેમના જણાવ્યા મુજબ ખરેખર હઝરત હબીબાને પુત્રી જન્મી. જેનું નામ ઉમ્મે કુલ્સુમ રાખવામાં આવ્યું અને તે વારસદાર બની.

(મુઅત્તા, માલિક રહ.)

આ હતી હઝરત સિદ્દીક (રદ્દિ.)ની પવિત્રતા ને તેમના અંતરની સફાઈ. જ્યારે માણસનું દિલ ગંદા વિચારો ને અપકૃત્યોથી નિર્મળ, સ્વચ્છ અને પવિત્ર બને છે તો ખુદાનું નૂર તે દિલમાં સમાય છે, પછી તેને ખુદાદત્ત નૂર કે આત્મિક બળ વડે દૂરની ચીજો નજર આવે છે. ઉપરોક્ત ઘટનાથી આ વાત પણ જાણવા મળી કે મુસલમાનના મરણ બાદ તેના વારસા હેઠળની સગાઇમાં જન્મનાર બાળક વારસાનો હકદાર બને છે.

## હઝરત ઉમર (રદ્દિ.)ની પવિત્રતા

હઝરત ઉમર (રદ્દિ.)ના શાસનકાળ દરમિયાન એક દિવસે હઝરત અલી (રદ્દિ.)એ સ્વપ્ન જોયું કે હુઝૂરે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મસ્જિદે નબવીમાં દિવાળને



ટેક લગાવી બેઠા છે, એટલામાં એક ઓરત રકાબીમાં ખજૂર લઈને આવી અને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સામે રકાબી મૂકી દીધી. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તે ખજૂરમાંથી એક પેશી મારા મોઢામાં મૂકી અને બીજું ખજૂર નમાઝીઓને વહેંચી આપ્યું. મેં દિલમાં વિચાર્યું કે જો હજુ બીજી એક પેશી પણ મને મળી જાય તો કેવું સારું ! એટલામાં મારી આંખ ખૂલી ગઈ. ઝબાન પર હજું સુધી ખજૂરનો મીઠાશ બાકી હતો અને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના દીદાર-દર્શન થવાથી દિલમાં ખૂશી હતી. હઝરત અલી (રદિ.) આગળ ફરમાવે છે કે સવારમાં ફજરની નમાઝ પઢવા ગયો. હઝરત ઉમર (રદિ.)એ ફજરની નમાઝ પઢાવી. નમાઝથી ફારિગ થયા પછી હઝરત ઉમર (રદિ.) દિવાળને ટેક લગાવી બેસી ગયા. થોડી જ વારમાં એક ઓરત થોડુંક ખજૂર લઈને આવી. હઝરત ઉમર (રદિ)એ એક પેશી મને આપી અને બાકીનું ખજૂર નમાઝીઓને વહેંચી આપ્યું. મેં કહ્યું કે હજુ વધુ એક પેશી મને મળત તો કેવું સારું થાત ! હઝરત ઉમર (રદિ.)એ ફરમાવ્યું કે રાત્રે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે બીજી પેશી આપી હતી ? કે જેથી હું પણ આપું ! હઝરત અલી (રદિ.)એ ફરમાવ્યું કે મારા સ્વપ્નની જાણ આપને કેવી રીતે થઈ ? હઝરત ઉમર (રદિ.)એ જવાબ આપ્યો કે હે અલી ! હંમેશા સત્યને અનુસરનાર મો'મિન બંદાને અલ્લાહ તઆલા તેના ઇમાનની રોશનીમાં આવી ઘણી વાતો બતલાવી દે છે. (સાર એ કે દિલનો આયનો જેટલો સાફ અને ચોખ્ખો હશે એટલા જ પ્રમાણમાં વધુ સાફ નજર આવશે.)

(ઇઝાલતુલ્ ખિફા)

## હઝરત ઉસ્માન ગની (રદિ.)ના ફઝાઈલ

હઝરત ઉસ્માન (રદિ.) ત્રીજા મહાન ખલીફા છે. હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પ્રથમ પોતાની લાડલી સાહબઝાદી હઝરત રૂકય્યા (રદિ.) સાથે આપના નિકાહ કર્યા. હઝરત રૂકય્યાના મરણ પછી બીજી સાહબઝાદી હઝરત ઉમ્મે કુલ્સુમને પણ હઝરત ઉસ્માનના નિકાહમાં દીધાં. આવી મહાન નેઅમત તેમના સિવાય બીજા કોઈને નસીબ થઇ નથી. આ બન્ને પુત્રીઓ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના નૂર સમાન હતી. વારાફરતી તે બન્ને હઝરત ઉસ્માનના નિકાહમાં આવી એ કારણે આપને "ઝિન્નૂરૈન"નો ખિતાબ મળ્યો એટલે કે બે નૂરવાળા, આ ઉપનામ મળવાનું બીજું કથન આ પણ નોંધાયું છે કે તેમણે બે હિજરતો કરી. પ્રથમ મક્કાથી હબ્શા તરફ અને તે પછી હબ્શાથી મદીના તરફ. આ રીતે બે હિજરતોની ફઝીલતના કારણે આપ 'ઝિન્નૂરૈન' કહેવાયા. વળી હુઝૂરે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આપના વિષે ફરમાવ્યું કે જો મારી દસ પુત્રીઓ (અમુક રિવાયત અનુસાર ચાળીસ કે એકસો) હોત તો હું આમ એક પછી એક હઝરત ઉસ્માનના નિકાહમાં આપતો રહેત.

હઝરત આયશા (રદિ.) ફરમાવે છે કે એક વખત હુઝૂરે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ફરઝંદો અને બીવીઓ પર લગાતાર ત્રણ દિવસ ભૂખની હાલતમાં પસાર થઈ ગયા. ભૂખના કારણે બચ્ચાઓની હાલત નાજુક થઈ ગઈ. હુઝૂરે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મસ્જિદમાં જઈને અલ્લાહ પાસે મદદ માંગતા રહ્યા. પ્રથમ વખતે ઘરે પાછા ફર્યા. જોયું તો હજુ ખાવા માટે કોઇ ચીજ ન હતી. ફરી બીજા

વખતે મસ્જિદે પહોંચી નમાઝમાં મશ્ગૂલ થઈ ગયા. આ રીતે ત્રણ વખતે પાછા ફરી મસ્જિદમાં ખુદાની યાદમાં વ્યસ્ત હતા. અચાનક હઝરત ઉસ્માન (રદિ.) આ તરફથી ગુજર્યા. પૂછ્યું કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ક્યાં છે ? હઝરત આયશા (રદિ.)એ સઘળી બીના દર્શાવી. હઝરત ઉસ્માન (રદિ.) ભૂખની આવી સખ્ત હાલત સાંભળીને રડી પડયા અને કહેવા લાગ્યા; હે દુનિયા ! તારું બુરું થાય ! તું અમારા નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને તકલીફ આપી રહી છે, તે પછી હઝરત ઉસ્માન (રદિ.) પોતાના મકાન પર ગયા અને ખાવાપીવાની ચીજો લઈ હાજર કરી ફરમાવ્યું કે આવી હાલત આવી પડે તો મને જાણ કરી દેજો. હઝરત ઉસ્માનના જવા પછી હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરી ઘરે પાછા ફર્યા. જોયું તો ખાવાની ચીજો હાજર છે. હઝરત આયશા (રદિ.)એ જણાવ્યું કે હઝરત ઉસ્માન (રદિ.)એ આ રીતે મદદ ફરમાવી છે ને હવે પછી આવા સંજોગો આવી પડે તો તે માટે હું હાજર છું આવું કહીને ગયા છે, પરંતુ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અલ્લાહ સિવાય કોઈની પાસે મદદ માંગવાનું પસંદ કરતા ન હતા. હઝરત ઉસ્માન મારફત અલ્લાહ તઆલાએ આ રીતે મદદ ફરમાવી તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે હઝરત ઉસ્માન માટે દુઆ ફરમાવી કે, "હે અલ્લાહ ! હું ઉસ્માનથી રાજી છું, તું પણ ઉસ્માનથી રાજી થઈ જા."

હઝરત ઉસ્માન તે સહાબા પૈકી છે કે જેમના માટે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે દુનિયામાં જ જન્નત માટેની ખુશખબરી સંભળાવી હતી. આ રીતે હઝરત ઉસ્માન દુનિયા અને આખિરત બંને જહાનમાં સફળ થઇ ગયા.



હઝરત અનસ (રદિ) બયાન ફરમાવે છે કે એક વખતે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ, હઝરત અબૂબક્ર, હઝરત ઉમર અને હઝરત ઉસ્માન (રદિ.) ઉહદ પહાડ પર ચઢી રહ્યા હતા. (જ્યાં શહીદોની મુબારક કબ્રો છે.) એટલામાં તો પહાડ (ખૂશીમાં આવી) હલવા લાગ્યો. હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પહાડ પર પગ મારીને ફરમાવ્યું : હે પહાડ ! સ્થિર થઇ જા. (ખૂશીના મોકા પર હદથી વધીને ખૂશ ન થવું જોઇએ. તને ખબર છે) તારા ઉપર એક નબી, એક સિદ્દીક અને બે શહીદો છે. (એમને પણ એક વખત મરવાનું છે. તેમના મૃત્યુથી રંજ થશે. જેથી ખૂશીના સમયે હદથી આગળ ન વધ. ખરેખર હુઝૂરે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું આ ફરમાન કે ભવિષ્યવાણી સાચી પડી. હઝરત ઉમર અને ઉસ્માન (રદિ.)ને શહીદ કરી દેવામાં આવ્યા. ઇન્ના લિલ્લાહિ વ ઇન્ના ઇલયહિ રાજિઉન.) (મિરકાત, મિશ્કાત શરીફ)

## હઝરત અલી (રદિ.)નું નૂરે ઇમાન

એક દિવસ હઝરત અલી (રદિ.)એ ફજરની નમાઝથી ફારિગ થઇને તરત જ પોતાના ખાદિમને આદેશ આપ્યો કે કૂફા શહેરની ફલાણી મસ્જિદના પડોશમાં એક નવદંપતિ-નવી નવી શાદી થયેલ મર્દ-અવરત છે. પૂરી રાત તેમણે લડવા-ઝઘડવામાં પસાર કરી છે એટલા માટે અબઘડી તેમને હાજર કરો. ખાદિમ ત્યાં પહોંચ્યો તો ખરેખર તે વખતે પણ તેઓ ઝઘડતા હતા. ખાદિમે હઝરત અલીનો આદેશ સંભળાવીને તેમને હાજર કર્યા. હઝરત અલી (રદિ)એ પૂછ્યું : તમારી આજની રાત લડાઈ-ઝઘડામાં પસાર થઇ



તેનું શું કારણ ? પતિએ જવાબ આપ્યો કે શાદી બાદ મારી બીવી પ્રથમ વખત મારી સામે આવી તો તે જ વખતે તેના પ્રત્યે મારા દિલમાં મહોબ્બત, હેત–પ્રેમના બદલે નફરત-ધૃણા પેદા થઈ ગઈ. ધીમે ધીમે આ નફરતના વલણે લડાઈ-ઝઘડાનું રૂપ ધારણ કરી લીધું. હવે ફેસલો કે સમાધાન આપના હાથમાં છે. હઝરત અલી (રદિ.)એ ધીમા સ્વરે ઓરતને ઉદ્દેશીને ફરમાવ્યું; 'હું જે કંઇ સવાલ પૂછું તેનો બરાબર–સત્ય જવાબ બતાવજે.'

હઝરત અલી (રદિ.)–તારું અને તારા પિતાનું નામ આ પ્રમાણે છે !

અવરતે કહ્યું, "જી, તમારી વાત સાચી છે."

હઝરત અલી (રદિ.)–તારા કાકાભાઈ–કાકાના પુત્ર સાથે તારે આડા સંબંધો હતા, પરિણામે તું સગર્ભા બની, જ્યારે બાળક જન્મવાનો વખત આવ્યો તો લોકોને ખબર ન પડે ને તેમના મેણા–ટોણા ન સાંભળવા પડે એ હેતુસર તું અને તારી માં જંગલમાં એક વેરાન ઘરમાં ગયાં. ત્યાં તને એક બાળક જન્મયું. બાળકને કપડામાં લપેટી તે ઘરમાં મૂકીને તમે બન્ને બહાર નીકળી ગયાં. થોડે દૂર ગયા પછી તારી માંએ જોયું કે એક કૂતરુ તે વેરાન ઘરમાં જઈ રહ્યુ છે એટલે તરત જ દોડતી દોડતી અંદર ગઈ અને એક પત્થર કૂતરાને માર્યો, પરંતુ કૂતરાને વાગવાને બદલે તે પથ્થર બાળકના માથામાં વાગ્યા, તારી માંએ પોતાની ઓઢણી બાળકના ઝખ્મી થયેલ માથા પર બાંધી દીધી અને તમે બન્ને ઘરે ગયા. (ખુદાની કુદરત કે કોઈ પણ રીતે બાળકનો કોઇએ ઉછેર કર્યો, પરંતુ તમને તે બાળકની શી

હાલત થઈ તેની ખબર નથી. તો હવે બતાવ આ હકીકત સાચી છે કે જૂઠી ?

ઔરત–(શરમથી નીચું જુએ છે અને કહે છે) આપની વાત બિલકુલ સાચી છે.

હઝરત અલી (રહિ.)એ તેના પતિને બોલાવી તેનું માથું ખોલીને ઝખમનું નિશાન બતાવીને કહ્યું કે આ જ તારો (વેરાન ઘરમાં છોડેલ) પુત્ર છે. જેની સાથે (બેખબરીના કારણે) તારા નિકાહ થયા છે. આ તારો પતિ નથી અને તું તેની બીવી નથી, બલકે તમે બંને માં–દિકરા છો. પહેલાં એક હરામ કામ થઇ ગયું અને હવે બીજું હરામ કામ પણ થઇ જત, પરંતુ અલ્લાહ તઆલાએ તેનાથી બચાવી લીધા હવે તમે બંને માં–બેટા તરીકે જીવન ગુજારો.

(શવાહિદુન્નુબુવ્વત)

આ વાત લક્ષે રાખો કે ગેબની સંપૂર્ણ વાતોનો જાણનાર ફક્ત ખુદા છે. ખુદાના બતાવ્યા વગર કોઈની પણ તાકાત નથી કે યકીની રીતે ગેબની વાત બતાવી શકે. હઝરત અલી (રહિ.)નું આવી અશકય લાગતી વાતને બિલકુલ સત્ય બતાવી દેવું એ પણ ખુદાદત્ત ઇલ્મ યા આપની ફિરાસત–રૂહાનિય્યતના પ્રતાપે થયું. હઝરત અલી (રહિ.) વિષે હુઝૂરે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છે કે "અન મદીનતુલ ઈલ્મિ વ અલીય્યુન્ બાબુહા." અર્થ : હું ઈલ્મનું શહેર છું અને હઝરત અલી ઈલ્મના શહેરના દરવાજા (ની જેમ) છે (એટલે કે ઈલ્મનું રક્ષણ કરનાર છે.)

# હઝરત અલી (રદિ.)ના અજીબ ચુકાદો અને તેમનું બહોળું જ્ઞાન

હઝરત અલી (રદિ.)ના ખિલાફતકાળમાં એક માણસની બે ઓરતો હતી. તે બન્ને બીવીઓને એક સાથે, એક જ સમયે, એક જ ઘરમાં અંધારી રાતના એક પુત્ર અને એક પુત્રી એમ બે બાળકો પેદા થાય છે. આ બન્ને ઓરતોમાં વિવાદ ઊભો થયો. દરેક ઓરત એવું કહે કે પુત્ર મારો છે અને પુત્રી બીજીની. પુત્રીને લેવા માટે કોઇ તૈયાર ન હતું, ઝઘડો વધી જતાં અંતે આ કેસ હઝરત અલી (રદિ.) પાસે આવ્યો. હઝરત અલી (રદિ.)એ બન્ને ઓરતોને બોલાવીને કહ્યું કે તમે બન્ને સરખા વજને તમારું દૂધ એક વાસણમાં કાઢો. તે પછી બન્ને દૂધનું અલગ અલગ વજન કરવામાં આવ્યું તો સરખા ભાગે હોવા છતાં ય એક ઓરતના દૂધનું વજન વધી ગયું અને બીજી ઓરતનું દૂધ તેનાથી વજનમાં ઓછું રહ્યું. હઝરત અલી (રદિ.)એ ચુકાદો આપ્યો કે જે ઓરતનું દૂધ વજનમાં વધારે છે તેને છોકરો સોંપવામાં આવે.

આ ચુકાદો સાંભળી અમુક વ્યક્તિએ સવાલ કર્યો કે આપે કઇ દલીલના આધારે આ ચુકાદો આપ્યો ? હઝરત અલી (રદિ.)એ જવાબ આપ્યો કે કુર્આન શરીફના ચોથા સિપારામાં અલ્લાહ તઆલાનું ફરમાન છે : "લિઝ્ઝ-ક-રિ મિષ્લુ હઝ્ઝિલ ઉન્ષ-યનિ." અર્થાત્ : એક છોકરા માટે બે છોકરીઓના બરાબર ભાગ છે, આનાથી સાબિત થાય છે કે અલ્લાહ તઆલાએ મર્દો–પુરુષોને દરેક ચીજમાં ફઝીલત,

ઉચ્ચતા અને અગ્રતા આપી છે અહીં સુધી કે ખોરાકમાં પણ. આ બાબતને નજર સમક્ષ રાખી મેં નિર્ણય લીધો કે છોકરાની માંનું દૂધ વજનમાં વધુ નીકળશે.

આવો વિશેષ ઇલ્મ કે જ્ઞાન દિલની સફાઇના પરિણામે અલ્લાહ તઆલા પોતાના બંદાઓને અર્પણ કરે છે.

(નુઝહતુલ્ મજાલિસ)

## અમે ખુદાનું ઇમ્તિહાન લેતા નથી—હઝરત અલી (રદિ.)

એકવાર હઝરત અલી (રદિ.)એ લોકોને સમજાવ્યું કે મૃત્યુ તેના વખત પર જ આવે છે. તેના નિયત સમયથી એક પળ પહેલાં કે પછી આવી શકતું નથી. આ સાંભળી એક માણસે કહ્યું કે જ્યારે આમ જ વાત છે તો પછી તમે પોતે જ આ પહાડ પર ચઢી કૂદકો મારી નીચે આવો ને ! કારણ કે મોત તો તેના સમય પર જ આવવાની છે. હઝરત અલી (રદિ.)એ જવાબ આપ્યો કે અમે ખુદાનું ઇમ્તિહાન કે પરીક્ષા લેતા નથી. તેમ કરવાનો અમને હક કે હુકમ નથી.

## હઝરત શેખ અબ્દુલ કાદિર (રહ.)ને ફસાવવા માટેની શયતાનની એક અસફળ યુક્તિ

હઝરત શેખ અબ્દુલ કાદિર જીલાની (રહ.)ને એક વખત જંગલમાં ખૂબ તરસ લાગી. તેમણે ખુદા તઆલા પાસે દુઆ કરી તો એક વાદળ ચઢી આવ્યું અને તેમાંથી પાણી વરસ્યું. આપે પાણી પીધું તે પછી એક રોશની

પ્રગટ થઈ અને પૂરા આકાશ પર ફેલાય ગઇ. તેમાં એક (અંધકારમય) સૂરત નજર આવવા લાગી અને તેણે અવાજ દીધો; "હે અબ્દુલ કાદિર ! હું તારો ખુદા છું. આજ દિન સુધી આપે અમારા દીન ખાતર ખૂબ મહેનત કરી તેથી ખૂશ થઈને અમે તમારા માટે ઈબાદત–નમાઝ વગેરે માફ કરી દીધી અને દરેક હરામ ચીજો તમારા માટે હલાલ છે." આ સાંભળી હઝરત શેખ અબ્દુલ કાદિર (રહ.) સમજી ગયા કે આ શયતાનની બિછાવેલી જાળ લાગે છે. લા હવ્લ પઢી શયતાન મરદૂદથી બચવા માટે અલ્લાહ પાસે દુઆ કરીને કહ્યું કે "અલ્લાહના લાડલા રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ માટે કદી નમાઝ–ઇબાદત માફ ન થઈ અને હરામ ચીજ હલાલ ન થઈ, હાંલાકે દીન ખાતર આપે કેટ કેટલી મહેનત અને સખ્તી ઉઠાવી, તું શયતાન છે. તારા પ્રપંચોથી અલ્લાહની પનાહ. દૂર થા અહીંથી." આટલું કહેતાં જ તે રોશની ધુમાડો બની ગઇ અને તેમાંથી અવાજ આવ્યો કે તમે તમારા ઇલ્મના પ્રતાપે બચી ગયા, નહિંતર આ રીતે મેં કેટલા ય આબિદોને ભટકાવી દીધા. આ સાંભળી હઝરત શૈખ (રહ.)એ કહ્યું, હટ શયતાન મરદૂદ ! જતાં જતાં પણ આ રીતે તું મને બહેકાવવા ચાહે છે. હું મારા ઇલ્મથી નહિ, પરંતુ ખુદાના ફઝલો–કરમ અને તેની મહેરબાનીથી મહફૂઝ રહ્યો છું. તે પછી શયતાન અદ્રશ્ય થઇ ગયો. આ બાબતથી ચોખ્ખું જણાય આવે છે કે શયતાનથી બચવા માટે સાચા, નફાકારક ઈલ્મ, ખુદાના ફઝલ–કરમ અને દુઆ તેમજ ઈબાદત, મહેનત, મુજાહદાની કેટલી જરૂરત છે ? અલ્લાહ તઆલા દરેકને પોતાના ફઝલથી નવાઝે, આમીન !

(અખ્બારુલ્ અખ્યાર)

## એક નાસ્તિક યા ખુદાનો મુન્કિર

એક નાવિક (હોડી ચલાવનાર) ખુદાનો ઇન્કાર કરતો ને કહેતો ખુદા છે જ નથી. મનુષ્ય પ્રાણી સૌ પોતાની રીતે જ પેદા થતા રહે છે. એક દિવસે તે હઝરત ઇમામ જાફર સાદિક (રહ.) પાસે આવી કહેવા લાગ્યો કે અલ્લાહ કે ખુદા કોઇ ચીજ નથી. હઝરત ઇમામ જાફર સાદિક (રહ.)-એ તેને સંબોધીને કહ્યું કે કદી સમુદ્રના તોફાનમાં તું સપડાયો છે કે ? તેણે કહ્યું : જી, હા. એક વખત મારું જહાઝ તોફાનમાં ડૂબી ગયું. તેમાં બેઠેલા ઘણા ય લોકો ડૂબી ગયા. હું પણ ડૂબવા લાગ્યો, પરંતુ સંજોગવસાત્ જહાઝનું એક પાટિયું મારા હાથમાં આવી ગયું તેના સહારે મહા મુસીબતે કિનારા નજીક પહોંચ્યો, પરંતુ અચાનક તે પાટિયું મારા હાથમાંથી છટકી ગયું. અંતે મેં હિંમત એકઠી કરી તરવાનું શરૂ કર્યું અને નસીબજોગે હું તેમાં સફળ થયો ને મારા પ્રાણ બચ્યા. ઇમામ જાફર સાદિક (રહ.)એ ફરમાવ્યું કે પ્રથમ તારો ભરોસો જહાઝ પર હતો. તે પછી તારો ભરોસો લાકડાના પાટિયા પર હતો, પરંતુ લાકડાનું પાટિયું જ્યારે તારાથી દૂર થઇ ગયું તે વખતે તારા દિલમાં જે બચાવનાર જાતથી ઉમ્મીદ હતી તે જ ખુદા છે. આ સાંભળી તે નાસ્તિકની અક્કલ પરથી પરદો ખસી ગયો, તેના દિલની આંખ ખૂલી ગઇ અને તે ઈમાન લઇ આવ્યો.

(તફસીરે કબીર)

# ઇમામ જાફર (રહ.)ના હાથ પર એક નાસ્તિકનો ઇસ્લામ સ્વીકાર

હઝરત ઈમામ જાફર સાદિક (રહ.) મશહૂર તાબિઈ (સહાબા (રદિ)ને પોતાની ઝિંદગીમાં જોનાર) છે. હુઝૂરે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ખાનદાનમાંથી છે. એટલે સૈયદ છે તેમની મુબારક કબર મદીના શરીફના પ્રખ્યાત કબ્રસ્તાન "જન્નતુલ્ બકીઅ"માં છે.

એક વખતે એક નાસ્તિક–ખુદાનો ઈન્કાર કરનાર તેમની પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે જ્યાં સુધી હું ખુદાને મારી આંખો વડે જોઈ ન લઉં ત્યાં સુધી તેને માનવાનો નથી. તે સમયે તેમના અમુક મુરીદો પણ ત્યાં હાજર હતા. હઝરત ઈમામ જાફર સાદિક (રહ.)એ પોતાના મુરીદોને નદીએ જવાનું કહ્યું તે નાસ્તિક પણ સાથે હતો. નદીએ પહોંચ્યા પછી હઝરતે મુરીદોને આદેશ આપ્યો કે આ નાસ્તિકને નદીમાં નાખો, મુરીદોએ આદેશપાલન કર્યું. નદીમાં પડતાવેંત નાસ્તિક ડૂબકીઓ ખાવા લાગ્યો અને બૂમ–બરાડા પાડવા લાગ્યો કે, 'મને બચાવો ! મને બચાવો' ! પરંતુ મુરીદો હઝરતના હુકમ વગર તેને બચાવવા તૈયાર ન હતા, જ્યારે તેણે જોયું કે મને બચાવનાર કોઈ નથી તો દિલમાં તે ખુદાને પુકારવા લાગ્યો. જ્યારે તેણે ખુદાનું નામ લીધું તો 'કલિમએ તૈયિબહ' નૂરની શકલમાં આકાશ પરથી ઉતરી તેના દિલમાં દાખલ થઇ ગયો. હવે તે સાચા દિલથી અલ્લાહને પુકારતો હતો. હઝરત ઈમામ જાફર (રહ.)એ પોતાના મુરીદોને હુકમ કર્યો કે જાઓ, તેને બચાવો !

મુરીદો નદીમાં કૂદી પડયા અને તેને બચાવી લીધો. હઝરતે તેને પૂછ્યું શી હકીકત છે? તું તો ખુદાનો મુન્કીર છે પછી તેને શાને પુકાર્યો? તેણે અરજ કરી કે પ્રથમ મેં તમારી મદદ માંગી તો કોઇએ ય મારી મદદ ન કરી. જ્યારે બચવાની મને ઉમ્મીદ ન રહી તો મેં દિલમાં અલ્લાહની મદદ માંગી. મેં જોયું કે એક નૂર દિલમાં દાખલ થઇ રહ્યું છે, જેથી હું બલંદ સ્વરે સાચા દિલથી ખુદાને પુકારવા લાગ્યો. અંતે મને બચાવી લેવામાં આવ્યો, હવે હું સાચા દિલથી મુસલમાન બનું છું આમ કહી કલિમો પઢી તે મુસલમાન બની ગયો.

ઉપરોક્ત બાબતથી જાણવા મળ્યું કે ઈમાન એક નૂર છે. તે નૂર દુનિયામાં આખિરતનો રસ્તો બતલાવશે અને તે જ નૂર કિયામતના દિવસે પણ રોશનીના રૂપમાં ઈમાનવાળાઓની મદદ કરશે. તેમનું નૂર તેમની આગળ આગળ ચાલશે. બીજી વાત આ પણ જાણવા મળી કે દરેક સમયે પ્રથમ અલ્લાહને જ પૂકારો, તેની જ મદદ માંગો, તેના હુકમ સિવાય કોઇ મદદ કરનાર નથી, મદદ માંગવાને પાત્ર અલ્લાહ જ છે.

## હઝરત બિલાલ (રદિ.)

હઝરત બિલાલ (રદિ.) હબ્શાના રહેવાસી હતા, એટલે કુદરતી રીતે રંગે કાળા હતા. ગુલામોની હરોળમાં સૌ પ્રથમ તેઓએ ઇસ્લામ ધર્મ સ્વીકાર્યો. શરૂઆતમાં ઉમય્યહ ઇબ્ને ખલ્ફની ગુલામીમાં હતા. તે બદબખ્ત હઝરત બિલાલને ઇસ્લામ કબૂલ કરવાના કારણે ખૂબ તકલીફો આંપતો, ગરમ

રેતી પર સુવડાવી છાતી પર ભારે પથ્થર મૂકી મારપીટ કરતો અને ઈસ્લામ છોડવા પર મજબૂર કરતો. આપ બેહોશ થઇ જતા અને આવી મુસીબતોમાં ય "અહદ અહદ" (અલ્લાહ એક છે)નો ના'રો લગાવતા. અંતે હઝરત અબૂબક્ર (રદિ.)એ ઘણી મોટી રકમ ચૂકવીને ગુલામીમાંથી ખરીદીને મુક્ત કર્યા.

હઝરત બિલાલનો સ્વર ઘણો મધુર અને દર્દભર્યો હતો. હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આપને અઝાન માટે નિયુક્ત કર્યા. જ્યારે અઝાન આપતા તો સહાબા (રદિ.) પર ખાસ અસર છવાઈ જતો હતો. અઝાન દેવાની સાથે સાથે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમત પણ કરતા હતા અને લગભગ દરેક જંગમાં આપ શરીક રહ્યા છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની વફાત સુધી બરાબર આપ અઝાનની ખિદમત બજાવતા રહ્યા. વફાત પછી આપની જુદાઈના ગમમાં અઝાન આપવાનું છોડી દીધું અને હઝરત અબૂબક્ર તેમજ હઝરત ઉમર (રદિ.)થી પરવાનગી લઈને મુલ્કે શામમાં અને તે પછી ફલસ્તિન–બયતુલ મુકદ્દસમાં સ્થાયી થયા અને ત્યાં આપે નિકાહ પણ કર્યા. આ મુદ્દત દરમિયાન એક રાત્રે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ખ્વાબમાં જોયા. આપે ફરમાવ્યું : "હે બિલાલ ! શું હજુ સુધી તે વખત નથી આવ્યો કે આપ અમારી ઝિયારત માટે આવો." હઝરત બિલાલ પર અજબ હાલત છવાઇ ગઈ અને રંજો–ગમ સાથે મદીના જવા રવાના થયા. કબ્રે અકદસ પર હાજર થયા તો આંખો આંસુઓનો સમંદર વહાવી રહી હતી. દિલમાં બેકરારી ને

વ્યાકુળતાના મોજાં એ જોશ મારી રહ્યા હતા, પરંતુ સાથે સાથે કબ્ર મુબારકની ઝિયારતની અનેરી ખૂશીનો ય પાર ન હતો. મદીનાની ગલીઓમાં હઝરતે બિલાલના આગમનની ખબર વીજળી વેગે ફેલાઈ ગઇ. દરેકની તમન્ના હતી કે આપ અઝાન પઢે. એટલામાં બાગે મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના બે કુમળા ફૂલો–હઝરત હસન અને હઝરતે હુસૈન (રદિ.)ની નજર હઝરત બિલાલ પર પડી તો આપના ફરતે વિંટાઇ ગયા અને અઝાન સાંભળવાની ઈચ્છા જાહેર કરી. અંતે તેમના ફરમાનને માન આપી આપ મસ્જિદે નબવીની છત (જ્યાં આપ પહેલાં અઝાન દેતા હતા) પર ચઢીને અઝાન દેવી શરૂ કરી. જ્યારે આપે "અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર"નો પોકાળ બલંદ કર્યો તો લોકોમાં કોલાહલ મચી ગયો અને જાણે આખી ય મદીનાની ધરતી હલવા લાગી. જ્યારે 'અશહદુ અંલ્લા ઇલાહ ઈલ્લલ્લાહ'નો નાદ બલંદ થયો તો મદીનાવાસીઓ થરથર કાંપવા લાગ્યા અને રડારોળ શરૂ થઇ ગઈ, પછી જ્યારે 'અશહદુ અન્ન મુહમ્મદર્રસૂલુલ્લાહ'ના શબ્દો કહ્યા તો મર્દ–અવરત, નાના–મોટાં દરેક બેતાબ અને બેચેન થઇને રડતા રડતા ઘરોથી બહાર નીકળી પડયાં. ચારે તરફથી રડવાની અવાજો આવતી હતી. લોકોની હિચકીઓ બંધાઈ ગઈ. તાજદારે મદીના સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની યાદે દરેકને તડપાવી મૂકયા. હઝરત બિલાલ (રદિ) પણ બેકરાર હતા. અંતે અઝાન પણ પૂરી કરી શકયા નહિ અને છતથી નીચે ઉતરી આવ્યા. આપના દિલમાં ખુદા અને ખુદાના રસૂલના ઈશ્કનું દર્દ હતું, તેનો જ આ અસર હતો.

**બાત જો દિલસે નિકલતી હૈ અસર રખતી હૈ,**
**પર નહીં તાકતે પરવાઝ મગર રખતી હૈ.**

(સીરતે બિલાલ, તારીખે મદીના)

એક વખતે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે હઝરત બિલાલ (રદિ.)ની મોજડીઓનો અવાજ જન્નતમાં પોતાની આગળ અ ગળ સાંભળી (એટલે કે ખાદિમ હોવાની હૈસિયતથી તેઓ નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આગળ આગળ ચાલતા હતા. આ તેમની અલ્પ ફઝીલત અને મખ્સૂસ મુકામ હતો) આ વિષે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેઓને પૂછ્યું કે હે બિલાલ ! તમારો કયો મખ્સૂસ અમલ છે કે તમે મારાથી આગળ ચાલી રહ્યા હતા ? હઝરત બિલાલે જવાબ આપ્યો કે હું દરેક વુઝૂ વખતે, વુઝૂ કર્યા પછી અલ્લાહે મારા માટે મુકદ્દર કરેલ (તહિય્યતુલ વુઝૂની નિય્યતથી બે રકા'ત) નમાઝ કાયમ પઢું છું. (મિશ્કાત, તિરમિઝી)

## દીન વિહોણી અવલાદનો વબાલ

હઝરત શૈખ સઅદી સિરાઝી (રહ.) બયાન ફરમાવે છે કે એક માલદારને અવલાદ ન હતી. ઘણી દુઆઓ અને યુક્તિઓ પછી પણ તેના અરમાન પૂરા ન થયા. કોઈકે કહ્યું કે મક્કા શરીફ હજ પઢવા જાઓ, ત્યાં જઈને મકામે ઈબ્રાહીમ, હતીમ અને અરફાતમાં તેમજ કા'બાનો ગિલાફ પકડીને સંતાન પ્રાપ્તિની દુઆ ગુજારો તો અલ્લાહની ઝાતથી ઉમ્મીદ છે કે તમારી દુઆ કબૂલ થશે. માલદારની સમજમાં વાત આવી અને તે હજ પઢવા ગયો અને દુઆ



કબૂલ થવાના દરેક સ્થળોએ સંતાન માટે ખૂબ ખૂબ દુઆઓ કરી. હજ પછી ઘરે પાછો ફર્યો. અલ્લાહ તઆલાએ તેની દુઆ કબૂલ કરી અને થોડીક મુદ્દતમાં તેને ત્યાં બાળકનો જન્મ થયો. ઘણી લાંબી વય પછી તેને પુત્ર મળ્યો એટલે તેની ખૂશીનો કોઇ પાર ન રહ્યો, પરંતુ બન્યું એવું કે બાળક પાંચ–છ વર્ષની ઉંમરે સ્કૂલ–મદ્રસે જવા લાયક થઇ જાય છે, પણ માં–બાપે પુત્રને ખૂબ લાડમાં ઉછેર્યો હતો અને વળી તે એકનો એક હતો તેથી પુત્ર માટે ગાંડા–ઘેલા બની ગયા. પળ માટે ય તેની જુદાઈ અને તેને વિખૂટો પાડવો તેમને પસંદ ન હતું. પરિણામે છોકરો અભણ રહ્યો. જ્યારે ઉંમરલાયક થયો તો માં–બાપે પુત્રની મહોબ્બત અને લાડમાં ગાંડાતૂર બની જઇ તેના મોજશોખ ને હરવા ફરવા માટે કોઈ કમી ન રાખી. ખૂબ છૂટથી તેને પૈસા આપતા. તેની દરેક જીદ–હઠ અને દરેક જરૂરતને પૂરી કરતા. અંતે છોકરો ખરાબ સોહબતે અને ખરાબ રસ્તે ચઢીને માં–બાપ માટે માથાનું દર્દ સમું બની ગયો. ઘરમાં આવીને માં–બાપ સાથે ખૂબ લડતો–ઝઘડતો. આખરે કંટાળીને માં–બાપે છોકરાને કહ્યું કે તારા માટે તો અમે ખૂબ ખૂબ યાતનાઓ ભોગવી, મહેનત, મુસીબતથી દૂરનો પ્રવાસ ખેડી મક્કા પહોંચ્યા અને તને પ્રાપ્ત કરવા ખાતર દુઆઓ કરી, તારા માટે ખૂન–પસીનો એક કર્યો ને આજે તું અમને સતાવે છે ? તું અમારા પસીનાની કમાઇને જેમ તેમ ખોટા ખર્ચાઓમાં વેડફી રહ્યો છે ! ? આજથી તને રૂપિયા–પૈસા મળી શકશે નહિ. પૈસા પર કાપ મૂકાતાં અવળી લટે ચઢેલો છોકરો પરેશાનીમાં મૂકાઈ ગયો. આખરે માં–બાપે મૂકેલા પૈસાને ચોરી–છૂપીથી લઈને તે પણ મકકા જઈ



પહોંચ્યો અને જે જે સ્થળોએ માં-બાપે પુત્ર હાસિલ કરવા માટેની દુઆઓ કરી હતી તે દરેક જગાઓ પર જઈને માં-બાપના મોતની દુઆઓ કરવા લાગ્યો કે જેમ બને તેમ મારા માં-બાપ જલ્દીથી મરી જાય અને પછી બાપની માલ-મિલ્કત મારા કબ્જામાં આવી જાય.

આ છે અવલાદ-બાળકોને દીનની તા'લીમ ન આપવાનો-વબાલ. દીનથી દૂર, વિમુખ અને અજાણ તથા અભણ રહેનાર સંતાનો આગળ જઈને ખુદ માં-બાપ માટે દુશ્મન બને છે. ખરેખર તો માં-બાપ જ પોતાની અવલાદને દીનની તા'લીમ આપવાથી પીછેહઠ કરે છે. એટલે પ્રથમથી જ બાળકોને કાબૂમાં રાખી ફરજીયાત તેમને તા'લીમ આપવાનો ખૂબ પ્રબંધ રાખો. અલ્લાહ તઆલા કુર્આન શરીફમાં સૂરએ તગાબુનમાં ઈરશાદ ફરમાવે છે કે, હે ઇમાનવાળાઓ ! તમારી અમુક ઓરતો-બીવીઓ અને અવલાદ-બાળકો તમારા (દીનના) દુશ્મન છે એટલે તેમનાથી સાવધાન રહો.

## (સિકંદર બાદશાહ)
## દુનિયા અને આખિરતનો વિચાર

એક વખતે સિકંદર બાદશાહે ચીન દેશ પર ચઢાઈ કરવાનો વિચાર કર્યો અને તે માટે પોતાનું મોટું લશ્કર લઇ ચીનની સરહદે પડાવ નાખ્યો. તે સમયે ચીન પર એક રાજકુંવરી રાજ કરતી હતી. તેને સિકંદરના આક્રમણની ખબર પડી તો કોઈક યુક્તિથી બાદશાહનો ફોટો મેળવી પોતાની પાસે રાખી લીધો. બીજી તરફ સિકંદર એક ફકીરનો વેશ ગ્રહણ કરી જાસૂસી માટે રાજકુંવરીના મહેલ પાસે

પહોંચ્યો. રાજકુંવરીએ ફકીરને જોયો અને ફોટાના આધારે તરત જ ઓળખી ગઇ કે આ સિકંદર બાદશાહ જ છે, જેથી તેના હુકમ અનુસાર તેના સૈનિકોએ તરત જ બાદશાહને જેલમાં પૂરી દીધો. લગાતાર ત્રણ દિવસ સુધી બાદશાહને કંઇ જ ખાવા–પીવાનું ન આપ્યું. ચોથા દિવસે તેણે કેટલા ય લાખ રૂપિયા, હીરા, ઝવેરાત વગેરે બાદશાહ પાસે મોકલ્યા. બાદશાહે આ ચીજો તરફ જરા પણ ધ્યાન ન આપ્યું. કારણ કે તેને ખૂબ ભૂખ લાગી હતી, આ રૂપિયા, હીરાને કેમ કરી ખવાય ? થોડીવાર પછી રાજકુંવરીએ ખાવાની ચીજો મોકલી તો બાદશાહ તેને આરોગી ગયો. તેનાથી પોતાની ભૂખ મટાડી. તે પછી રાજકુંવરીએ બાદશાહને કહ્યું કે, "હે બાદશાહ ! આપને ત્રણ દિવસની ભૂખે સબક શીખવ્યો કે આ હીરા, ઝવેરાત વગેરે ભૂખ સામે બેકાર છે, કંઇ જ કામના નથી. તો પછી આ મા'મૂલી રોટી માટે વિના કારણે પારકા દેશને પચાવી પાડવાનું આવું નીચ કૃત્ય શાને કરો છો ? મૃત્યુ પછી તો આ ધનદોલત ને રાજ વૈભવ કંઈ પણ કામ લાગશે નહિ. આખિરતમાં કામ આવનાર ચીજ ફક્ત નેક આ'માલ છે." સિકંદર બાદશાહે રાજકુંવરીની હિકમતભરી નેક વાતો સાંભળી કબૂલ્યું કે, "ખરેખર તમે મારી આંખો ખોલી. મોતનો કોઇ ભરોસો નથી. મૃત્યુ પછી ફક્ત નેક આ'માલ કામ આવનાર છે. આ બધી જ ચીજો અહીં દુનિયામાં છોડીને ખાલી હાથે જ જવાનું છે." ત્યાર પછી રાજકુંવરીએ ઘણા જ માન–સન્માન અને દબદબા સાથે બાદશાહને જેલથી મુક્ત કરી રવાના કર્યો. બાદશાહે છેલ્લી સલામ કરી અને વિદાય થયા અને પોતાના લશ્કર પાસે આવીને અહીંથી હુમલો

કર્યા વગર પાછા ફરવાનો તેમને હુકમ આપ્યો.

સિકંદર બાદશાહે મરતી વખતે આવી વસિય્યત કરી હતી કે મારા મૃત્યુ પછી મારા બંને હાથ જનાઝહની બહાર કાઢેલા રાખવામાં આવે, જેથી લોકોને બોધ મળે કે આટલો મહાન રાજા પોતાનું રાજપાટ, હીરા, સોનું, ઝવેરાત વગેરે સઘળી ચીજો છોડીને ખાલી હાથ જઈ રહ્યો છે. આપણે પણ આનાથી ઈબ્રત કે બોધ લેવો જોઈએ અને આખિરતમાં કામ આવનાર કાર્યો કરવાનો વિચાર-ઈરાદો અને તે મુજબ અમલ કરવો જ જોઇએ.

(તફસીરે રૂહુલ બયાન)

## યમનનો બાદશાહ 'તુબ્બઅ'

હુઝૂરે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના જન્મથી એક હઝાર વર્ષ પહેલાં યમન દેશમાં 'તુબ્બઅ' નામનો એક બાદશાહ રાજ કરતો હતો. તે પોતાની સત્તાની તાકત અને તેનો ઠાઠ દેખાડવા માટે આલિમો, હકીમો, સ્ત્રીઓ અને દાસીઓનું ઘણું મોટું લશ્કર લઈને મક્કા શરીફ તરફ રવાના થયો. ધર્મ બાબતની કંઈક જરૂર પડતી તો આલિમોને પૂછી લેતો, કોઈ બીમાર પડતું તો હકિમોથી ઉપચાર કરવામાં આવતો અને સ્ત્રીઓને જન્નતની હુરો સમજી બતલાવતો કે જુઓ દુનિયાની જન્નત મારી પાસે જ છે.

જે જે સ્થળોએથી બાદશાહ અને તેનું સૈન્ય પસાર થતું ત્યાંના હઝારો લોકો તેમને જોવા માટે ટોળાં ને ટોળાં ઉમટી પડતાં, પરંતુ જ્યારે મક્કા પાસે પહોંચ્યો તો તેને



જોવા માટે કોઇ નિકળ્યું નહીં, જેથી બાદશાહ ઘણો નારાજ થયો. બાદશાહે વજીરને આનું કારણ પૂછયું તો વજીરે કહ્યુ કે "હે બાદશાહ સલામત ! અહી અલ્લાહનું મુબારક ઘર, અલ્લાહની રહમતો ઉતરવાનું મુખ્ય કેન્દ્ર 'કા'બા શરીફ' છે. તેના તરફ નજર કરવી પણ મહાન ઇબાદત અને સવાબનું કામ છે. એટલા માટે લોકો તમને નિહાળવા આવતા નથી. દૂર દૂરથી અહીં જે લોકો આવે છે તે ફક્ત કા'બા શરીફની ઝિયારત–દર્શન માટે આવે છે એટલે તમારા દર્શન માટે આવતા નથી." આ સાંભળી બાદશાહ ઘણો જ ગુસ્સે થયો અને કસમ ખાઇને કહેવા લાગ્યો કે "આ કા'બાના કારણે અમારું માન-સનમાન થતું નથી જેથી કા'બાને તોડીને હું ભોંય ભેગું કરી દઇશ અને અહીં રહેનારાઓને કત્લ કરી દઇશ." આટલું બોલતાંની સાથે જ બાદશાહની આંખ, નાક અને કાનમાંથી દુર્ગંધ મારતું લોહી વહેવા લાગ્યું. અત્યંત દુર્ગંધના કારણે કોઇ પણ તેની પાસે બેસવા કે ઊભા રહેવા માટે રાજી ન હતું. તેની સાથેના હકીમો, ડૉકટરોએ ઘણો જ ઇલાજ કર્યો, પણ બીમારી દૂર ન થઇ. છેલ્લે આલિમોને બોલાવી કહ્યું કે તમે કોઇ ઇલાજ–દુઆ, તા'વીજ વગેરે કંઇક કરો કે જેથી હું તંદુરુસ્ત થઇ જાઉં એક આલિમ હાથની નસ પકડીને બીમારી પરખવાની કોશિશ કરવા લાગ્યા. રગ પકડીને તેણે કહ્યું કે આપને કોઇ જ પ્રકારની બીમારી નથી, આ એક આસમાની બીમારી કે બલા છે જે આસમાનવાળા (ખુદા) તરફથી અઝાબ રૂપે ઉતરી છે. તેનો ઇલાજ દુનિયામાં છે જ નથી. આપનાથી કંઇક ભૂલ થઇ હોય તો આસમાન-વાળા પાસે તે બદલ માફી માંગો. બાદશાહને તરત જ પોતાની કસમનો વિચાર આવ્યો કે મેં કા'બાને તોડવાની



અને તેની આસપાસવાળાઓને મારી નાખવાની ધમકી ઉચ્ચારી હતી. આ ભયંકર ભૂલ બદલ બાદશાહે સાચા દિલથી ખુદા પાસે માફી માંગી. તેની તૌબા કબૂલ થઇ અને અલ્લાહે તેને બીમારીથી તંદુરસ્તી બક્ષી. તે ખૂબ ખૂશ થયો અને ભારે કિંમતનો રેશમી ગિલાફ કા'બા પર ચઢાવ્યો, અને મોહતાજ, ગરીબોને સાત સાત જોડ કપડાં ભેટ આપ્યાં.

ત્યાર પછી બાદશાહ પોતાના સૈન્ય સાથે મદીના શરીફ પહોંચ્યો. તેની સાથેના આલિમોએ કહ્યું કે આ શહેરની આસપાસ ખજુરના પુષ્કળ ઝાડો છે. અમારી કિતાબની ભવિષ્યવાણીના આધારે એવું જણાય છે કે દુનિયામાં પેદા થનાર અંતિમ નબી આ સ્થળે હિજરત કરશે અને પોતાનું પાછલું જીવન અહીં જ ગુજારશે. તે આલિમોએ બાદશાહને આ પણ વિનવ્યું કે હવે અમે અમારું બાકીનું જીવન અહીં જ ગુજારીશું અને અહીં જ અમારી કબ્રો બનશે. તેમાં જ અમારો ફાયદો છે કે ઝિંદગીમાં અંતિમ નબી જાહેર થશે તો તેમની મુલાકાત થશે. અમે તેમના અનુયાયી બનીશું અને જો અમે મરણ પામ્યા તો તેમના પગ મુબારકની ધૂળ પણ જો ઉડીને અમારી કબરો પર પડશે તો અમારા છૂટકારાનું કારણ બનશે.

બાદશાહે તેમની અરજને કબૂલ કરી અને તેમના માટે લગભગ ચારસો મકાનો બંધાવ્યા. એક મકાન હુઝૂરે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ માટે પણ બંધાવ્યું અને વસિય્યત કરી કે તે નબી જ્યારે પણ પધારે, અહીં બિરાજમાન થાય એમ હું ઈચ્છું છું અને તે આલિમો પૈકી એક મહાન આલિમને એક કાગળ લખીને આપ્યો કે આ કાગળ હુઝૂરે

પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આપશો. જો તમારી હયાતીમાં તેમની મુલાકાત ન થાય તો તમે તમારી અવલાદને આ મુજબની વસિય્યત કરી જજો. આ પ્રમાણે પેઢી દર પેઢી પહોંચાડવાની વસિય્યત કરતા રહેજો. અહીં સુધી કે અંતિમ નબીને આ કાગળ મળી જાય. બાદશાહે લખેલ કાગળના લખાણનો ટૂંકસાર આ મુજબ છે :

"આ પત્ર તુબ્બઅના તરફથી મુહમ્મદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તરફ લખવામાં આવે છે. (૧) હું એક અલ્લાહ અને હઝરત મુહમ્મદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર ઈમાન લઈ આવ્યો છું. (૨) જે કિતાબ આપના પર ઉતરશે તેને પણ માનું છું. (૩) જો આપના દીદાર-દર્શનનો મોકો મળશે તો આપના દર્શન કરીશ. નહીં તો કિયામતના દિવસે મારા માટે સિફારિશ કરશો. (૪) હું આપના મઝહબને પણ સ્વીકારું છું. (૫) હું ગવાહી આપું છું કે અલ્લાહ એક જ છે અને બેશક આપ અલ્લાહના રસૂલ છો."

મજકૂર પત્ર તે આલિમના કુટુંબમાં અમાનત તરીકે એક હજાર વર્ષ સુધી પેઢી દર પેઢી સચવાતો રહ્યો છેલ્લે એ જ ખાનદાનમાં અબૂ અય્યુબ અન્સારી (રદિ.) સુધી પહોંચ્યો. તેમણે પોતાના ગુલામ અબૂ લૈલાને આપી વસિય્યત કરી કે આ પત્ર સાચવીને રાખશો. છેલ્લા નબી સુધી પહોંચાડવાનો છે. જ્યારે હુઝૂરે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મક્કાથી મદીના શરીફ હિજરત ફરમાવી તો દરેક અન્સાર સહાબીની ઈચ્છા હતી આપ મારા મહેમાન બને. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું મારી ઊંટણીને અલ્લાહ તરફથી

હુકમ છે તે જ્યાં બેસશે ત્યાં હું રહીશ. આપ મદીનામાં દાખલ થયા. ઊંટણી અબૂ અય્યુબ અન્સારી (રદિ.)ના તે મકાન નજીક થોભી જે શાહે તુબ્બએ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ માટે બનાવ્યું હતું અને જેમાં અબૂ અય્યુબ (રદિ.) રહેતા હતા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ત્યાં ઉતર્યા. હઝરત અબૂ અય્યુબ (રદિ.) ઘણા જ માન-સન્માન સાથે આપને પોતાના મકાનમાં લઇ ગયા અને ખૂબ અદબ સાથે આપની મહેમાની અને સેવાચાકરી કરી અને પોતાના ખાદિમ અબૂ લૈલાને બોલાવી કહ્યું કે અમારા પૂર્વજોએ યમનના બાદશાહનો પત્ર મારા સુધી પહોંચાડયો છે તે પત્ર હુઝૂરે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સેવામાં હાજર કરો. અબૂ લૈલા તરત જ તે પત્ર લઇને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સેવામાં હાજર થયા. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું; તમે અબૂ લૈલા છો ! અબૂ લૈલા હેરતમાં પડી ગયા કે આપને મારા નામની જાણ કેવી રીતે થઇ ! તે પછી નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પોતે ફરમાવ્યું કે એક હઝાર વર્ષ પહેલાં યમનના બાદશાહે જે પત્ર મારા નામે લખ્યો છે તે લાવો. આ સાંભળીને અબૂ લૈલા અચંબામાં પડી ગયા કે આપને આ આગળની જાણ પણ કેવી રીતે થઇ ? અબૂ લૈલાએ અરજ કરી કે હું તે પત્ર લઇને જ હાજર થયો છું. તેમને યકીન થઈ ગયું કે આ જ અલ્લાહના રસૂલ, અંતિમ નબી હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ છે. અલ્લાહે આ પત્ર વિષેની સઘળી હકીકત આપને જણાવી આપી છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તે પત્ર વાંચીને યમનના બાદશાહને શાબાશી આપી અને તેના માટે દુઆ ફરમાવી.

આ છે આપણા પ્યારા, અંતિમ નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કે એક હજાર વર્ષ પહેલાં આપની પેદાઇશની જાણ થઈ તો આપની ખૂબ કદર કરી. આજે આપણે પણ આપણા પ્યારા નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને દિલના યકીન સાથે માનીએ છીએ, આપ પર ઉતરેલી મુબારક કિતાબ કુર્આન શરીફ આપણે પઢીએ છીએ, માનીએ છીએ, કદર કરીએ છીએ, પરંતુ સંપૂર્ણ રીતે જે પ્રમાણે તેની કદર થવી જોઈએ તે થતી નથી. ખરી કદર એ છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના હુકમો–આદેશો પર અમલ કરવામાં આવે અને મમનુઆત–નિષેધ બાબતોથી પરહેઝ કરવામાં આવે અને આપની સુન્નતોને પોતાની ઝિંદગીમાં ઉતારવામાં આવે. (અલ્લાહ તઆલા દરેકને તૌફીક આપે, આમીન !) (અચ્છી હિકાયત ભાગ–૧)

ઇતિહાસકારોએ મઝકૂર શાહે તુબ્બઅની ઘટનાને થોડાક ફર્ક સાથે પોત પોતાની કિતાબોમાં નોંધેલ છે અને તેનું નામ "તુબ્બઅ અસઅદ ઇબ્ને કર્બ" બતલાવ્યું છે. જઝબુલ્કુલૂબ, વફાઉલ વફા–૧, રવઝુલ ઉનુફ–૧/૨૪ અને સીરતુલ મુસ્તફા ૧/૪૦૮ વગેરે કિતાબોમાં તુબ્બઅ વિષેનો ઉલ્લેખ છે.

## તહકીક ન કરશો તો પસ્તાશો

હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મુબારક (રહ.)નો એક ખાદિમ-ગુલામ હતો. હઝરત અબ્દુલ્લાહે એક દિવસે ખાદિમને કહ્યુ કે જો તારે આઝાદ–સ્વતંત્ર થવું હોય તો મહેનત, મજૂરી કરીને આટલી રકમ મને આપી દે તો હું તને આઝાદ

કરી દઈશ. ખાદિમે કબૂલ કર્યું અને મહેનત કરી થોડી થોડી રકમ માલિકને આપવા લાગ્યો. થોડાક દિવસો પછી કોઈએ હઝરત અબ્દુલ્લાહ પાસે ચૂગલી કરી કે આપનો ખાદિમ કબ્રસ્તાનમાં જઈ, કફનની ચોરી કરી, તેને વેચી આપને પૈસા આપે છે. આ સાંભળી હઝરત અબ્દુલ્લાહ ગમગીન થયા અને સાંભળેલી વાતની તહકીક અને જાત-તપાસ શરૂ કરી દીધી. રાત્રે જ્યારે ખાદિમ કબ્રસ્તાનમાં ગયો તો તેની પાછળ પાછળ આપ પણ કબ્રસ્તાનમાં પહોંચી ગયા. કબ્રસ્તાનમાં જઈને ખાદિમ એક ખોદેલી કબરમાં ઉતર્યો અને નમાઝ તથા અલ્લાહની યાદમાં મશગૂલ થઈ ગયો. આપ નજીક ગયા તો ખબર પડી કે તે અલ્લાહની સામે આજિઝી કરીને રડી કકળી રહ્યો છે. આ જોઈને આપ પણ રડી પડયા અને પોતે પણ થોડે દૂર એક ખૂણામાં અલ્લાહની યાદમાં લાગી ગયા. સવાર થવા આવી અને અઝાન થવા લાગી તો ખાદિમ કબરમાંથી નીકળી મસ્જિદ તરફ જવા લાગ્યો. હઝરત અબ્દુલ્લાહ પણ તેની પાછળ મસ્જિદમાં ગયા. ફજરની નમાઝ પછી ખાદિમ ફરી અલ્લાહ તઆલાથી દુઆ કરવા લાગ્યો કે હે અલ્લાહ ! રાત પસાર થઈ ચૂકી છે. હવે મારા આકા મારી પાસે રકમ માંગશે એટલે તું પોતાના ફઝલથી તેની કંઈ વ્યવસ્થા કરી દે. મેં તારી ઇબાદતનું કામ કરી લીધું હવે તું મારું કામ કરી દે. આ દુઆ પછી આકાશ પરથી એક નૂર જાહેર થયું અને તે ખાદિમના હાથમાં આવી દિરહમ બની ગયું. હઝરત અબ્દુલ્લાહે ખાદિમનો આવો મહાન મર્તબો જોયો તો તેનાથી ખાદિમનું કામ લેવા બદલ ખૂબ રંજ થયો અને ખાદિમને ઉદ્દેશી કહ્યું કે, "હે ક.શ ! આપ, મારા આકા અને હું આપનો

ખાદિમ—સેવક હોત તો કેવું સારું થાત !” આ વાકય સાંભળીને ખાદિમ ફરી દુઆ કરવા લાગ્યો કે હે અલ્લાહ ! હવે મારો ભેદ ખૂલી ગયો એટલે મને આ દુનિયાથી ઉઠાવી લે. આટલું કહેતાં જ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મુબારક (રહ.)ની ગોદમાં જ તેણે પોતાનો પ્રાણ ખુદાને સોંપી દીધો—તેમની વફાત થઈ ગઈ. ગુસલ, કફન પછી તેમને દફન કરવામાં આવ્યા. (તઝકિરતુલ્ અવલિયા)

કેટલી વિચારવા જેવી વાત છે કે લોકો જેમને કફન-ચોર કહેતા હતા, પરંતુ ખરેખર તેઓ ખુદાના નેક બંદા હતા. જો હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મુબારક (રહ.) આ વાતની તહકીક ન કરત અને ખાદિમને ચોર સમજી તે મુજબ વર્તન કર્યું હોત તો પાછળથી કેટલું પસ્તાવું પડત. આનાથી આ બોધ મળ્યો કે કોઇ પણ પ્રકારની કોઇના વિષે ખરાબ વાત સાંભળીને સાચી ન માનવી જોઇએ, બલકે પહેલાં તેની તહકીક અને જાતતપાસ કરવી. ત્યાર પછી જ ફેસલો કરવો જોઇએ.

## લાલચનો અંજામ, મોત

એક વખતે એક યહૂદીએ હઝરત ઈસા (અલૈ.)થી અરજ કરી કે હું થોડો સમય તમારા સહવાસમાં રહેવા ઇચ્છું છું. હઝરત ઇસા (અલૈ.)એ તે માટેની પરવાનગી આપી દીધી. એક વખત સફરમાં જવાનું થયું તો યહૂદી પણ સાથે ચાલ્યો. તેમણે ત્રણ રોટીઓ પણ સાથે લીધી. એક શહેરના પાદરે પહોંચી ત્યાં થોભ્યા અને ત્રણમાંથી બે રોટીઓ તેમણે ખાધી અને બાકી એક રોટી યહૂદીને સોંપીને કહ્યું કે આને સાચવીને રાખજે. હઝરત ઈસા (અલૈ.) કોઈક

કામ અર્થે શહેરમાં ગયા. શહેરથી પાછા ફરીને યહૂદીથી રોટી વિષે પૂછયું કે રોટી કયાં ગઇ ? યહૂદીએ કહ્યું : 'મને ખબર નથી.' તે પછી તેમણે આગળ સફર શરૂ કર્યો, રસ્તામાં એક હરણ બે બચ્ચાંઓ સાથે જઈ રહ્યું હતું. હઝરત ઇસા (અલૈ.)એ એક બચ્ચાને બોલાવ્યું. તેને ઝબહ કર્યું અને તેનો ગોશ્ત ભૂંજીને ખાધો, તે પછી હઝરત ઈસા (અલૈ.)એ તેના હાડકાં ભેગા કરીને હુકમ કર્યો કે અલ્લાહ તઆલાના હુકમથી જીવંત થઇ જા. બચ્ચું જીવતું થઇને દોડતું દોડતું તેની માં પાસે ચાલ્યું ગયું. હઝરત ઈસા (અલૈ.)એ યહૂદીને કહ્યું કે અલ્લાહ તઆલાના હુકમથી તેં એક મો'જિઝો જોયો હવે તને ખુદાની કસમ છે બતાવ, તે રોટી કયાં ગઇ ? યહૂદીએ કહ્યું કે મને ખબર નથી. તે પછી તેઓએ આગળ સફર શરૂ કર્યો રસ્તામાં એક સમુદ્ર આવ્યો તો હઝરત ઈસા (અલૈ.) યહૂદીનો હાથ પકડી પાણી પર ચાલવા લાગ્યા. ચાલીને કિનારે પહોંચ્યા તો હઝરત ઇસા (અલૈ.)એ યહૂદીને કહ્યું કે અલ્લાહ તઆલાના હુકમથી મેં તને આ બીજો મો'જિઝો બતાવ્યો. સાચું બોલ તે રોટી કયાં ગઈ ? યહૂદીએ કહ્યું કે મને ખબર નથી. તે પછી તેઓ આગળ ચાલ્યા તો રેતીનું રણ આવ્યું. હઝરત ઈસા (અલૈ.)એ રેતીના ત્રણ ઢગ બનાવ્યા અને હુકમ કર્યો કે અલ્લાહ તઆલાના હુકમથી સોનું બની જા ! ત્રણેય ઢગલા સોનાના બની ગયા. હઝરત ઈસાં (અલૈ.)એ યહૂદીને કહ્યું કે એક ઢગ તારો, એક ઢગ મારો અને એક ઢગ પેલી રોટી ખાનારનો. યહૂદી લાલચમાં બોલી ઉઠયો કે તે રોટી તો મેં જ ખાધી છે. હઝરત ઇસા (અલૈ.)એ કહ્યું જા, આ ત્રણેય ભાગ-ઢગ તારા જ છે. તું લઇ લે અને યહૂદીથી નારાજ

થઇને તેને છોડી ચાલ્યા ગયા. યહૂદી ઢગલાઓ પાસે બેઠો અને તેને લઇ જવા માટે વિચાર કરવા લાગ્યો. એટલામાં બે માણસો યા ચોર ત્યાં આવી પહોંચ્યા. સોનાના ઢગલાઓ જોઈને તેમની દાનત બગડી. બન્નેએ યહૂદીને મારવાની ધમકી સંભળાવી તો યહૂદી બોલ્યો કે મને મારશો નહિ. આ ત્રણ ઢગલા છે. તેમાંથી એક એક આપણે વહેંચી લઇશું. આ સાંભળી બને રાજી થઇ ગયા અને પછી ત્રણેયમાં દોસ્તી થઈ ગઈ. થોડીવાર પછી તેમને ભૂખ લાગી તો એક જણ શહેરમાં ખાવાનું લેવા જાય એમ નક્કી થયું. ત્રણમાંથી એક જણ બજારમાં ખાણું લેવા ગયો તે દરમિયાન તેણે એક કાવત્રું રચ્યું કે ખોરાકમાં ઝેર ભેળવીને બન્ને સાથીઓને ખવડાવી દઉં જેથી તેમના મરી ગયા પછી બધું જ સોનું મારા એકલાના કબ્જામાં આવી જાય. આથી તેણે ખોરાકમાં ઝેર ભેળવ્યું. બીજી તરફ તે બન્નેએ પણ ખાણું લેવા જનારને મારી નાખવા અને બધું સોનું ભાગે પડતું વહેંચી લેવું એવું નક્કી કર્યું. પરિણામે ખાવું લઇને તે માણસ આવ્યો તો બન્નેએ તેને મારી નાખ્યો, તે પછી બન્ને જણ ખાવા બેઠા. ઝેર મેળવેલ ખોરાક ખાવાથી તે બન્નેં પણ મૃત્યુ પામ્યા. આ રીતે ત્રણેય મરણને શરણ થઈ ગયા અને સોનું ત્યાં જ રહ્યું. અમુક મુદ્દત પછી હઝરત ઈસા (અલૈ.) ત્યાંથી પસાર થયા તો ત્રણેય સોનાના ઢગલા અને ત્રણ લાશો ત્યાં પડેલી જોઈ તો કહેવા લાગ્યા કે દુનિયા કોઈની સાથે વફાદારી કરતી નથી. (કસસુલ અમ્બિયા જદીદ)

અલ્લાહ તઆલા ફરમાવે છે જે માણસ નફસની લાલચથી બચાવી લેવામાં આવ્યો તે કામ્યાબ- સફળ છે. (તગાબુન) હુઝૂરે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે

છે કે માણસ વૃદ્ધ થતો જાય છે, પરંતુ તેની અંદર બે આદતો જવાન થતી જાય છે (૧) માલની લાલચ (૨) વધુ જીવવાની લાલચ.

અન્ય એક હદીષમાં મિસાલ-દ્રષ્ટાંત આપી સમજાવવામાં આવ્યું છે, ઉલ્માએ કિરામે તેને વિવિધ રીતે સમજાવ્યું છે. તેમાથી એક શકલ આ પણ છે :



સમજૂતી :

વચ્ચેની ઊભી લીટી ઈન્સાન-માણુસ, તેની સાથે લાગેલી આડી લીટીઓ માણુસ પર આવનાર બીમારીઓ, મુસીબતો છે. તેમાં ઈન્સાન ઘેરાયેલો છે કે, એક મુસીબત પૂરી પણુ થતી નથી ને બીજી આવી પડે છે અને તેની ચોમેર મોત રાહ જોઈને ઊભું છે, તેનાથી માણુસ બચી શકતો જ નથી. જ્યારે ચોરસ લીટીથી પણુ ઉપર નીકળી ગયેલ લીટી-એ ઈન્સાનની ઉમ્મીદો-લાલચો છે. એટલે માણુસ મોતને ભૂલીને, જાણે મરવાનું જ નથી એમ સમજી ખૂબ ખૂબ લાંબી લાંબી ઉમ્મીદો રાખે છે, પરંતુ તે ઉમ્મીદો પૂરી થવાં પહેલાં જ મોત માણુસને પોતાના પંજામાં લઈ લે છે અને ઉમ્મીદો બાજુ પર રહી જાય છે. સાર એ કે લાંબી ઉમ્મીદો અને લોભ લાલચથી બચીને મોતને યાદ રાખવું જોઈએ અને આખિરતમાં કામ આવનાર નેક અમલો કરવા જોઈએ. (અલ્લાહ તઆલા તોફીક આપે, આમીન !)

## મોતનો ગમ

મહાન વલી, હઝરત હસન બશરી (રહ.) શરૂઆતમાં હીરા, ઝવેરાતનો વેપાર કરતા હતા. એક વખતે વેપાર અર્થે રૂમના બાદશાહ પાસે જવાનું થયું. પ્રથમ બાદશાહના વઝીરને મળીને કહ્યું કે હું બાદશાહને મળવા ચાહું છું. વઝીરે કહ્યું કે બાદશાહ સલામત હમણા એક-બે દિવસ સુધી ખૂબ કામમાં મશ્ગૂલ છે. ત્યાર પછી મુલાકાત થઇ શકશે, પરંતુ આપ મહેમાન બનીને બાદશાહના કામને નિહાળતા રહો. હઝરત હસન બશરી (રહ.)એ આ વાત

માન્ય રાખી. બીજા દિવસે બાદશાહના પુત્રની કબર પર ઘણા લોકો જમા થયા હતા. હઝરત હસન બશરી (રહ.) પણ ત્યાં ગયા. સૌથી પહેલાં ઈસાઈ આલિમો આવ્યા અને કબ્રની ચોતરફ ચક્કર લગાવી પોતાની ઝબાનમાં કંઇક બોલી, રડી કકળી ચાલ્યા ગયા. ત્યાર પછી હકીમો–ડોકટરો આવ્યા અને આ મુજબ વિધી કરીને ચાલ્યા ગયા. પછી અકલમંદો, ઓરતો અને હથિયારોથી સજ્જ બાદશાહના સૈનિકો આવ્યા. તેઓ પણ કંઇક બોલતા, રડતા, કકળતા ચાલ્યા ગયા. છેલ્લે બાદશાહ અને વઝીરે પણ આ પ્રમાણે કર્યું. હઝરત હસન બશરી (રહ.) વિચારી રહ્યા હતા કે આ લોકો આવું કેમ કરે છે અને તેઓ શું બોલે છે? એટલે આ વિષે વઝીરને પૂછ્યું.

વઝીરે જણાવ્યું કે પ્રથમ ઈસાઈ આલિમો આવ્યા અને તેમણે રાજકુંવર માટે દુઆ ગુઝારી કે જો મોતથી બચવાનું શક્ય હોત તો અમે દુઆ વડે તેને બચાવી લેત. આ રીતે તેમને પોતાની મોત યાદ આવી ગઈ અને તેઓ રડવા લાગ્યા.

પછી હકીમો અને ડોકટરો આવીને કહેવા લાગ્યા કે દવા–ઇલાજ વડે મોતથી બચવાનું શક્ય હોત તો અમે તેને અનેકવિધ દવાઓથી બચાવી લેત. અંતે તેઓ પણ પોતાની મોતને યાદ કરી રડીને કહેવા લાગ્યા કે મૃત્યુથી બચાવનાર કોઇ નથી.

તે પછી અકલમંદો–બુદ્ધિવાનો આવ્યા અને કહેવા લાગ્યા કે અક્કલ વડે મોતથી બચવાનું શક્ય હોત તો

અમે અમારી અક્કલ વડે રાજકુંવરને બચાવી લેત. અંતે તેઓ પણ પોતાની મોતને યાદ કરીને રડતા રડતા નીકળી ગયા.

તે પછી ઓરતો આવીને કહેવા લાગી કે હે બેટા ! જો મોતથી બચવાનું શક્ય હોત તો અમારા સૌંદર્ય-ખૂબસૂરતીને વેચીને પણ તને બચાવી લેત, પરંતુ કોઈ તાકત મોતથી બચાવનાર નથી. આ રીતે ઓરતો પણ પોતાના મૃત્યુને યાદ કરી રડતી રડતી નીકળી ગઇ.

તે પછી હથિયારોથી સજ્જ થઇને બાદશાહના સૈનિકો આવ્યા અને તેઓ કહેવા લાગ્યા કે હે પ્યારા બેટા ! જો હથિયારો વડે મોતથી બચવાનું શકય હોત તો અમે પ્રકાર પ્રકારના હથિયારો વડે તને બચાવી લેત, પરંતુ મોત સામે તાકાત અને હથિયારો બેકાર છે. આ રીતે તેઓ પણ પોતાની મોતને યાદ કરી રડતા રડતા નીકળી ગયા.

છેલ્લે બાદશાહ અને વઝીરે આવીને કહ્યું કે હે લાડલા ! તું મને દુનિયામાં ઘણો જ વહાલો હતો. જો મોતથી બચવાનું શકય હોત તો ઇસાઇ આલિમો દુઆ વડે, હકીમો–ડોકટરો ઈલાજ વડે, મારું જંગી લશ્કર પોતાની શક્તિ અને હથિયારો વડે, અક્કલમંદો અક્કલ વડે, ઓરતો પોતાના સૌંદર્ય વડે અને હું મારી મહાન સલ્તનત વડે તને બચાવી લેત, પરંતુ મોતનો કોઈ સામનો કરી શકતું નથી તેમજ કોઇ બચાવવા શકનાર પણ નથી. આ રીતે તે બન્ને પણ રડતા રડતા ચાલ્યા ગયા. (અકરમુલ મવાઇઝ)

હઝરત હસન બશરી (રહ.) ફરમાવે છે કે આ હકીકત

સાંભળીને મારા દિલની હાલત અચાનક બદલાઈ ગઈ અને દુનિયાને છોડી દીન–આખિરતને હંમેશના માટે મેં પસંદ કરી લીધી. આપણી પાસે પણ સાચું ઈમાન છે, સાચું દિલ છે, દીનની દોલત છે. તો હવે દીનની ખિદમત–સેવા, મદદ અને પોતાના દીન–મઝહબને બચાવવા ખાતર દીનના કામમાં પોતાના જાન–માલની કુર્બાની આપવી અને તે માટે મહેનત–કોશિશ કરવી જ જોઈએ. (ખુદા તઆલા દરેકને દીનની સાચી સમજ આપે, દીનની મહેનત કરવાની તોફીક આપે, આપણી મહેનતને કબૂલ ફરમાવે. અને ઇમાન સાથે આપણો ખાતિમો ફરમાવે, આમીન !



# દુઆ

યા અલ્લાહ ! હમારે દિલોંમે ઈમાનકી મહોબ્બત પેદા ફરમા.

યા અલ્લાહ ! હમકો મરતે દમ તક ઈમાન પર સલામત રખ.

યા અલ્લાહ ! હમારે દિલોંમે નૂરે ઈમાન પેદા ફરમા.

યા અલ્લાહ ! હમારે હાથોંમે નૂરે ઈમાન પેદા ફરમા.

યા અલ્લાહ ! હમારે કાનોંમે નૂરે ઈમાન પેદા ફરમા.

યા અલ્લાહ ! હમારી આંખોંમે નૂરે ઈમાન પેદા ફરમા.

યા અલ્લાહ ! હમારી ઝુબાનોંમે નૂરે ઈમાન પેદા ફરમા.

યા અલ્લાહ ! હમારે પૈરોંમે નૂરે ઇમાન પેદા ફરમા.

યા અલ્લાહ ! હમારે જીસ્મોંમે નૂરે ઈમાન પેદા ફરમા. તાકે યે નૂર હમકો ઇબાદતકી તરફ લે જાએ ઔર ગુનાહોંસે બચાએ.

યા અલ્લાહ ! કિયામતકે રોજ હમારે આગે ભી નૂર હો ઔર હમારે પીછે ભી !

યા અલ્લાહ ! ઉપર ભી નૂર હો ઔર નીચે ભી.

યા અલ્લાહ ! હમારે દાંયે ભી નૂર હો ઔર બાએં ભી. ઇસી નૂર કે ઝરીએ હમેં પુલે સિરાતસે પાર કર દે ઔર જન્નત તક પહુંચા દે.

યા અલ્લાહ ! હમારે માલમેં બરકત અતા ફરમા.

યા અલ્લાહ ! હમારે અચ્છે આ'માલમેં બરકત અતા ફરમા.

યા અલ્લાહ ! હમારી રોઝીમેં બરકત અતા ફરમા.

યા અલ્લાહ ! હમારી તંદુરસ્તીમેં બરકત અતા ફરમા.

યા અલ્લાહ ! મરતે વક્ત બરકત અતા ફરમા.

યા અલ્લાહ ! મરને કે બાદ બરકત અતા ફરમા.

યા અલ્લાહ ! હમારે તમામ ગુનાહોંકો માફ ફરમા.

યા અલ્લાહ ! જો ગુનાહ જાહિરમેં કિયે હેં વો ભી માફ ફરમા ઓર જો બાતિનમેં કિયે હેં વો ભી માફ ફરમા.

યા અલ્લાહ ! હમારે તમામ છોટે ગુનાહોંકો ભી માફ ફરમા ઔર તમામ બળે ગુનાહોંકો ભી માફ ફરમા.

યા અલ્લાહ ! મોતકી સખ્તીસે બચાના.

યા અલ્લાહ ! મોતકી પરેશાનીસે બચાના.

યા અલ્લાહ ! મરતે વક્ત શૈતાનસે હમારી હિફાઝત ફરમાના.

યા અલ્લાહ ! મોતકે બાદ કબ્રકે અઝાબસે બચાના.

યા અલ્લાહ ! મરતે વક્ત ઝુબાન પર તેરા હી નામ હો ઔર દિલમેં તેરા હી ખ્યાલ હો.

યા અલ્લાહ ! કિયામતકી સખ્તીસે બચા ઔર હિસાબ-કિતાબમેં આસાની ફરમા.

યા અલ્લાહ ! આખિરતમેં તેરા દીદાર નસીબ ફરમા.

યા અલ્લાહ ! હુઝૂરે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમકી સિફારિશ નસીબ ફરમા.

યા અલ્લાહ ! જન્નત નસીબ ફરમા. જન્નતકી નેઅમતેં નસીબ ફરમા.

યા અલ્લાહ ! દોઝખસે બચા દોઝખકે અઝાબસે બચા.

યા અલ્લાહ ! હમારે બીવી-બચ્ચોંકો દીનકી રાહ પર લગા દે.

યા અલ્લાહ ! હમારે ભાઈ બહેનોંકો દીનકી રાહ પર લગા દે.

યા અલ્લાહ ! હમારે રિશ્તેદારોંકો દીનકી રાહ પર લગા દે.

યા અલ્લાહ ! તમામ મુસલમાનોંકો દીનકી રાહ પર લગા દે.

યા ઈલાહલ્ આલમીન ! હમારી તિલાવત ઔર તમામ
નફ્લ ઈબાદતકા સવાબ તમામ અમ્બિયાએ
કિરામકો પહુંચા......ઉનમેં ખાસ કરકે હમારે
પેગંબર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમકો પહુંચા,

તમામ સહાબએ કિરામકો પહુંચા.......ઉન્મેંસે ખાસ કરકે
ચાર ખલીફાકો પહુંચા.

તમામ શોહદાએ કિરામકો પહુંચા......ઉન્મેંસે ખાસ કર
શોહદાએ ઉહદકો પહુંચા,
શોહદાએ બદ્રકો પહુંચા,
શોહદાએ કરબલાકો પહુંચા.

તમામ ઉમ્મહાતુલ મુ'મિનીનકો પહુંચા..........ઉન્મેંસે
ખાસ કર
હઝરત ખદીજા રદિયલ્લાહુ અન્હા ઔર
હઝરત આયશા રદિયલ્લાહુ અન્હાકો પહુંચા.

તમામ મુફસ્સિરીને કિરામ (કુર્આન મજીદના અનુભવીઓ)-
કો પહુંચા.

તમામ મુહદ્દિષીને કિરામ (હદીષના અનુભવીઓ)કો પહુંચા.

તમામ ઉલમાએ કિરામકો પહુંચા

તમામ અવલિયાએ કિરામકો પહુંચા.

તમામ રિશ્તેદારોંકો પહુંચા.
હઝરત આદમ અલયહિસ્સલામસે લેકર આજ તક જિતને મુસલમાન ગુઝર ગએ ઉન સબકો પહુંચા.
ઉન્કી મગ્ફિરત ફરમા. હમારી મગ્ફિરત ફરમા.
ઉન્કો કબૂલ ફરમા. હમકો કબૂલ ફરમા.
યા અલ્લાહ ! તમામ બીમારીયોંસે હિફાઝત ફરમા ઔર ખાસ કરકે લોગોંકે દિલોંમે નફરત પૈદા કરનેવાલી બીમારી-યોંસે બચા.
યા અલ્લાહ ! અચ્છી રોઝી અતા ફરમા ઔર તેરે સિવા દુસરોંકે સામને ઝલીલ કરનેવાલી મોહતાજીસે બચા.
યા અલ્લાહ ! તું હમારે દિલોંકી બાતોંકો જાનતા હે, હમારી દુઆઓંકો સુનતા હે, હમારી ઇસ દુઆકો કબૂલ ફરમા.

અલ્લાહુમ્મ રબ્બના આતિના ફિદ્દુન્યા હસન-તંવ્ વ ફીલઆખિરતિ હસન-તંવ્ વકિના અઝાબન્નાર. (પછી દુરૂદ શરીફ પઢવું.)

અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ્ વ અલા આલિ મુહમ્મદિન્ કમા તુહિબ્બુ વ-તરદા લહૂ, બિ અદદિ મા તુહિબ્બુ વ-તરદા.

સુબ્હાન રબ્બિક રબ્બિલ્ ઇઝ્ઝતિ અમ્મા યસિફુન વ સલામુન્ અલલ્ મુર્સલીન્ વલ્હમ્દુલિલ્લાહિ રબ્બિલ્ આલમીન. આમીન !

**☆ સમાપ્ત ☆**

# نافرمان کو فرماں بردار بنانے کا وظیفہ

اولاد یا جو کوئی نافرمان ہو اسے فرمانبردار بنانے کے لئے حسب ذیل آیت کریمہ ۵۰۵ مرتبہ ہر روز بعد العشاء اکیس ۲۱ روز تک پڑھیں، انشاء اللہ وہ فرماں بردار بن جائیں گے۔

رَبَّنَا هَبْ لَنَا مِنْ اَزْوَاجِنَا وَ ذُرِّيّٰتِنَا قُرَّةَ اَعْيُنٍ وَّاجْعَلْنَا لِلْمُتَّقِيْنَ اِمَامًا ۔ (پارہ ۱۹ الفرقان آیت ۷۴)

# નુરાની કુતુબખાના

## દીની ગુજરાતી કિતાબો (પ્રકાશનો)

અમારી કિતાબો ગુજરાતના અને
મુંબઈના દરેક કુતુબખાનાઓમાંથી મળશે

કિતાબનુ નામ

- ફઝાઇલે આ'માલ
- સાસરે જતી દિકરીને
- સીરતે સરકારે મદીના ભાગ ૧
- સીરતે સરકારે મદીના ભાગ ૨
- ફઝાઇલે સદકાત ભાગ ૧-૨
- સહીહ બુખારી શરીફ
- બહેનોકી મહેફીલ
- મુસલમાન પતિ-પત્ની લેખક : મૌ. હથુરણી સા.
- ખ્વાબ અને તાબીર
- તારીખે ઇસ્લામ
- મરનેકે બાદ કયા હોગા
- ઇસ્લામ કયા હે
- બેહીશ્તી ઝેવર ભાગ ૧૧ મુજલ્લદ
- આઇનાએ નમાઝ
- કબરની પહેલી રાત
- કબર કયા કહેતી હે
- કયામત કયારે આવશે
- મૌતકા મન્જર
- મૌતકી યાદ

કિતાબનું નામ

- મુસ્લિમ પતિ-પત્ની (નાની)
- ઔરતોની નમાઝ
- હમારી દુઆ કયુ કબુલ નહી હોતી
- તબ્લીગકા મકામી કામ
- મીટ્ટીકા ઘર
- હ. મૌ. ઇલ્યાસ સા. ની દીની દઅવત
- ખસાઇલે નબવી (સ.)
- મા-બાપના હકકો
- મેરી નમાઝ
- આપ શાદી કૈસે કરે
- નફ્સકે ધોકેસે બચનેકા ઇલાજ
- ઇન્સાનિયતનો પૈગામ
- કફન દફનના એહકામો
- મુસલમાન પરેશાન કયું
- પ્યારે રસુલકી પ્યારી બાતે
- મુસ્લીમ બાનુઓ માટે વીસ સબક
- મસનુન મકબુલ દુઆઓ અને નમાઝ
- મસનુન મકબુલ ૧૫૧ દુઆઓ
- તબ્લીગી જમાઅતકી બુન્યાદી છે બાતે
- તબ્લીગી જમાઅત પર એતરાઝાત ઓર ઉસકે જવાબાત
- ખુદાકા આખરી પૈગામ
- ફઝાઇલે તીજારત
- બેહતરીન જહેજ
- ગુજરાતી હજનો તરીકો
- જન્નતની કુંજી
- કુર્આન આપસે કયા કહેતા હે